શ્રી

વીઠ્ઠલનાથજીનો પરમ ભક્ત

# દામાજી નૉવેલ.

રચનાર.

માસ્તર પ્રભુલાલ મણીશંકર વ્યાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

વૈદ્ય વીઠ્ઠલદાસ નાહાનાભાઇ

માસ્તર પ્રભુલાલ મણીશંકર વ્યાસ.



પ્રત. ૫૦૦૦ આવૃત્તી ૧ લી.

શ્રી "પદ્મવિલાસ" પ્રી. પ્રેસ—ભરૂચ.

મુલ્ય ફક્ત બાર આના.

શ્રી.

વીઠુલનાથજીનો પરમ ભક્ત

# દામાજી નૉવેલ.

બનાવનાર.

માસ્તર પ્રભુલાલ મણીશંકર વ્યાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વૈદ વીઠુલદાસ નાહાનાભાઇ વડાપાડા-ભરૂચ.
માસ્તર પ્રભુલાલ મણિશંકર વ્યાસ. વેજલપોર
મહાલક્ષ્મીમાતા આગળ ભરૂચ

ભરૂચ.

શ્રી "પદ્મવિલાસ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

મુલ્ય ફક્ત બાર આના.

# પ્રસ્તાવના.

૧૭૩૬૫

સુજ્ઞ પુરૂષો આ દામાજી નોવેલ નામનુ પુસ્તક દુઃખ રૂપી સંસારમાંથીતારનારૂછે શાથી કે દામાજીએ વીઠ્ઠલનાથજીની ભક્તી પોતાના સ્નેહ ભાવથી એક ચીતે એના ઉપર આસ્થા રાખી તેથી વીઠુબાનામોક્ષપદનેપામ્યાતો તેવીજ રીતેમનુષ્યો માત્ર પ્રભુ ભક્તી કરશે તો અવસ્ય સદ્‌ગતી પામશે એમાં સંદેહ નહી જેથી પરલોકમાં સુખનુ સાધન કેમ મળે તાદ્રસતે દેખાડી આપનાર થઇ શકે તેવું હોવાથી તેમજ હમણાના સુધરેલા જમાનાના સમયને અનુસરી દરેકને પુરૂષ અથવા બાનુએ વાંચશે તેનાં અંતઃકરણમાં શુદ્ધ બુધ્ધીનો પ્રકાશ થઇ શકે આ દુનીયામાં અતી ઉત્તમ સુખની વૃતી આપનાર થઈ પડશે. વીઠુબાએ ભક્તીને વશ થઇ દામાજીના કેવાકેવા કામો કર્યાછે આસ્તીક અને આસ્તા ન રાખનારા મનુષ્યોને પણ ભક્તીપર આસ્તા ચોટી જ્ઞાન પ્રાપ્ત થયા શીવાય રહેશેજ નહી આવા પરમાત્માના લાડીલા ભક્તોનું મને ચરીત્ર લખવાને પ્રભુએ મને સારી બુધ્ધી આપી મારો શ્રમ સફળ કર્યો તેથી પરમાત્માનો હું પાડ માનુછું અને એવા ભક્તોનો મારા સાચા અંતઃકરણથી વારેઘડીએ નમસ્કાર કરૂંછું

આ ગ્રંથમાં તેમ લખાણમાં લખાણની તથા પ્રુફ સુધારવાની ખામી હોય તો મને માફી આપશો.

માસ્તર પ્રભુલાલ મણીશંકર વ્યાસ.



નામદાર માહારાણા શ્રી ૭ ભાવસિંહજી બાહાદુર
સ્વસ્થાન પોરબંદર

"Deshi Mitra" Press, Surat.

## સવૈયા.

બર્ડાની શોભાછે ભારી પોરબંદરની પાસે જ્યાંય
ખર્ડામાં બીલેશ્વર શંકા કરે બધાની એતો સાય
સ્ટેશનથી થોડુ જાતાં આવે સુદામાનુ મંદીર
ઝાડ પાન ફુલનીરે શોભા લાગે આધેથી સુંદીર
થોડેક ત્યાંથી દુર જાતાંહજુર કોર્ટ આવેછે ત્યાં
ભુપ ભાવસિંહજી બીરાજો ન્યાંય આપવા તમેરે જ્યાં
અદલ ન્યાય આપો રૈયતને કરો હોંશથી એતો કામ
રાજકાજનુ કામ ચલાવી કીર્તી વધારી ગામો ગામ
રાજમહેલની શોભા ભારી નથી કેવાતી મુજથી
સીંહ વાઘને અનેક જાનવર કરે કીલકારી ત્યાંથીરે
તોપ પડે જયારે બાર વાગ્યાની ખબર પડે લોકોને ત્યાં
ઘડીઆળ વગરના માણસો બહુ ખુશી થાયછેરે જ્યાં
હુન્નરી જનના હુન્નર જોઇને આશરો આપોછોરે આપ
ગરીબ જનની દાદ સાંભળી કાપોછો એના સંતાપ
આપનુ હું તો પ્રભુ સમ ધ્યાન નીશદિન હું તો ધરૂ
દામાજી નાવેલ આપને ખુશીથી અર્પણ કરૂ

લી. સેવક.

માસ્તર પ્રભુલાલ મણીશંકર વ્યાસ-ભરૂચ.

શ્રી.

# અર્પણ પત્રીકા.

## નેકનામદાર પોરબંદરના મહારાણા.

## ભાવસિંહજી બહાદુર

### મુ. પોરબંદર.

પોરબંદરનીગાદી પરબિરાજ્યા પછી. ધર્મશાસ્ત્રનાં ધોરણપ રથી આપ જેજે નીયમો સરૂ કર્યા તે દરેક ગામો ગામમાં અતી ઉત્તમ ગવાયછે. વળી આપ રાજ કારભારમાં બહુ હોંશથી અને ખંતથી મહેનત લઇ રાજ્યને જેમ બને તેમ સારા પાયા ઉપર લાવવા આપનુ મન હરહમેશ દોરાયછે તે જોઇ હમારૂ મન બહુ ખુશી થાયછે હુ આપને આ દામાજી નોવેલ મારી અલ્પ બુધ્ધીથી બનાવેલ ગ્રન્થ અર્પણ કરી અતી ઊત્તમ આનંદ પામુંછું તો મુજ રંકની આ અલ્પભેટ સ્વિકારી કૃતાર્થ કરશોજી.

લી. સે. પ્રભુલાલ મણીશંકર.





# વીઠુલ નાથજીનો પુર્ણ ભક્ત શિરોમણી.

## દામાજી નામનો એક દક્ષિણી ભક્ત.

મંગળા ચરણ.

**ચતુર્વિધા ભજતે માંજના સુકૃતિ અર્જુન**
**આર્તો જજ્ઞાસુ સારથી જ્ઞાનિ ચ ભર્તષમ**

શ્રા. ગી. ૧૬. શ્લોક.

હે અર્જુન હે ભરયર્ષભ એક કોઇ પ્રકારે સસારથી દુઃખી બીજો જાણુવા ઇચ્છાવાળો ત્રીજો ધન ચ્હાનારો અને ચોથો જ્ઞાનિજન એવા ચાર પ્રકારના પુન્યવાન મુને ભજેછે.

### વીઠલ નાથજીની પ્રાર્થના.

પંઢરપુર વીઠલ નાથજીનું ધામ
રૂક્ષમા ઇમા વરનું શરીર સામ

કંઠે કૌસ્તુભ મણીનોછે હાર
હસ્તે ચક્ર ધરે એતો વીશ્વાધાર
કેડે હાથ, મુગટમાથ, વીઠલનાથ,
ઘનસામ સામ સાંમ. પંઢર
બ્હેતીચંદ્ર ભાગા નીર્મળનીર
જે જન નહાય તેનું કરે પાવન શરીર
વીઠલ નાથના દર્શન કરવા જાય
પાપ જન્મો જન્મના દુર થાય
કરે સ્હાય, શંકટ જાય, મુક્તિ થાય,
એવુ નામ નામ નામ પંઢર



દામાજી ભકત શિરોમણીનો જન્મ પંઢરપુરમાં થયો હતો અને પુર્ણ વીઠલનાથજીનો ભકત હતો અને તે નાની વયમાં લક્ષમણુરાવને ત્યાં મોટો થયો અને તેના કાકાએ એને પરણાવ્યો હતો.

દામાજી ભણુવા ગણુવામાં ઘણો હોંશીઆરને પ્રમાણીક માણુશને એની બોલવાની લાવણ્યતા પણ સારી હતી ને તેમની પાડોસમાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતા તેઓ શાસ્ત્રી તરીકે ઓળખાતા હતા અને તે સાંસ્ત્રીની પ્રીતિ દામાજીની ઉપર સારી હતી અને તે શાસ્ત્રી પાઠ સાળામાં વીધ્યાર્થીઓને સં-

સંસ્કૃત અભ્યાસ કરાવતા હતા અને વીધ્યાર્થીઓને ભણુવામાં સારૂ લક્ષ આપતા હતાં,

સાધ્વી હર હમેશ દામાજીને સર્વ હકીકત પુછે. ત્યારે એક સમયને વખતે દમાજીએ કહ્યું કે મહારાજ અમારા દીવસ આમને આમ જવાના કે કાંઇ સારી સ્થીતિમાં આવવાના.

**દામાજી—**

પીતાશ્રી મહારાજ જુઓ એક પ્રશ્નજ મ્હારૂ
ધીકધીક આ સંસાર લાગે મુને બહુ અકારૂ.
કયા જંન્મના પાપ મુનેરે આવા નડયાં
વર્ષ એકની માંય માબાપના દેહજ પડયા
કાકી મુજને બોલ ઘણેરા મારે ભારી
નીશદીન સહન કરી કોને જઇ કહું વીસ્તારી
કોઇ કોઇ વખતે દીન ભયંકર લાગે મુજને
અરે ઇશ ઓ હાય હવે હું કહું સુ તુજને
આવીજે માથે પડે તે સહન કરી લેવો વખ્ત
રંકને કોઇ વખ્તે પ્રભુ આપેછેરે તખ્ત

સાધ્વી મહારાજ હું માંહારા દીવસો જેમતેમ નિરગમન કરી મારા અભ્યાસમાં હું લક્ષ આપી બધી વાતો વીસારી દઉંછુ ને હું વાંચવાના ગ્રંથો વાંચુછું પણ મારૂ મન પ્રેમ લક્ષણા ભક્તિ ઉંપર બહુ જાયછે, પ્રેમ ભક્તિવાળા ભક્ત

પ્રહલાદ થયા ને મીરાંબાઈ થયા ને વળી ધ્રુને શાક્ષાત પરમાત્મા તેને અવીચલ પદવી આપી તથા સુદામાજી એવા ભક્તના ભજનો ત્થા આખ્યાનો સાંભળી મારૂં મન પ્રેમલક્ષણા ભક્તિ માં લીન થઇ રહેછે, આખા વેદોના સારમાં પણ રામનામ એ સબ્દ ઉત્તમ છે અને પ્રેમ ભક્તિ એ શ્રેષ્ટછે આ પંઢરપુરમાં વીઠલનાથજીના દરશન કરવાને યાત્રા કરવા ઘણા માણસો આવેછે પણ હાલનાં વખ્ત નામદેવ જેવો ભકત આપણા પંઢરપુરમાં જોવામાં આવતો નથી.

શાસ્ત્રી—નામદેવ આજકાલ ભકતમાં શીરોમણી છે એટલા નામદેવજી ચાર પાંચ જણ લઇ વીઠલનાથજીનુ ભજન કરતા જાયછે.

**નામદેવજી**—

આ ખેલ જગતકા ખોટા
ગુરૂજી આ ખેલ જગતકા ખોટા
બકા વીઠલ નામકા સોટા
ગુરૂજીઆ ખેલ જગતમાં ખોટા

**દામાજી**—મહારાજ મ્હારી વીનંતી સાંભળો તો સારૂ.
**નામદેવજી**—કહો કેમ શું કહોછો?
**દામાજી**—આપ શીદ પધારોછો મહારાજ તેનો આપ પતિ ઉત્તર આપશો એવી મુને આશા છે.

---

**નામદેવજી**—ભાઇ ચંદ્રભાગા નદીના કીનારાપર યાત્રાળુમાં આજે પાંચ છ ભક્ત આવ્યા છે, તેના દરશન કરવા મ્હારો વીચાર થયોછે માટે હું જાઉંછું.

**દામાજી**—મહારાજ મારી આવવાની ઇચ્છા થઇછે.

**નામદેવજી**—મારે કાંઇ ભાર ઉંચકવો પડતો નથી માટે ચાલ અમે જે જોઇશું તે તુ જોઇશ.

**દામાજી**—મહારાજ પેલા ભક્તરાજ કેવુ ઉત્તમ ભજન કરવા મંડી ગયાછે; અને ભક્તરાજનો ઝુંડો કેવો સોભા સમાંન લાગેછે, આગલ પછવાડી હજારો માણુસ ઊભા રહ્યા છે.

**નામદેવજી**—ભાઇ દામાજી, ભક્તિ એ બડી ચીજ ઇસ્કા ધન નહી ખેસ્તા હે, ઇસ્કી મારામારી નથી કરવી પડતી જેની મરજીમાં આવે જે માણુસ કરે.

**દામાજી**—આપે કહ્યા તે વચન સત્યછે મહારાજ.

જે જે વીઠુબા રૂખમાઈ
મહારાજ વીઠુબા રૂખમાઇ
ચંદ્રભાગા નદી તીરે આવ્યા

**દામાજી**—વીઠુબા નામના શબ્દ સુણાવ્યા

**નામદેવજી**—મારા વહાલા ભક્તો જે જે વીઠલ.

**સુંદર ભક્ત**—મહારાજ, જે જે વીઠલ નામદેવજી મહારાજ

પધારીએ અમને આપનાં દરશનનોં લાભ ઉત્તમ મળ્યો છે.

**નામદેવજી**—એતો મહાજ અરસ પરસ.

**સુંદર ભક્ત**—મહારાજ. આપ જ્યારે વીઠલ નાથનું ભજન કરોછો તે વખ્તે વીઠુબા મહારાજા આપની પછ વાડેને પછવાડે રહછે, એવું મહારા સાંભળવામાં આવેછે.

**નામદેવજી**—એતો વીઠુબા જગતનું ભલુ ઇચ્છનારછે ને વળી જે જેના કૃત્ય પ્રમાણે સાક્ષાત વીઠુબા મન કામના પુર્ણ કરેછે.

**સુંદર ભકત**—ત્યારે આપ અમને યાત્રાળુને વીઠુબાના દરશન કરાવો.

**નામદેવજી**—જગતનુ પાલણ કર્તા વીઠુબા દીનદયાલછે સદા આપણે એને ભજીએ છીએ, એટલે આપણુને દરશન આપે કારણકે આપણે કોઇ શેઠને ત્યાં નોકરી કરતા હોઇએ તો તે પગાર આપેછે, માટે આપણે એના નામની નોકરી કરીએતો આપણી ધારેલી મુરાદ વીઠુબા પાર પાડે તેમા શી નવાઇ કારણકે ભકત આધીન ભગવાન માટે સૌ ભાઇઓએ તાલી પાડીને મોહેથી બોલો.

વીઠલ વીઠલ વીઠલ વીઠલ
તાલ કીતાલમાં વીઠલ
રૂખમાઇ ચા.વર એ વીઠલ
લજા રાખો ઇશ્વર વીઠલ

ભજન કરવા લાગ્યા કે સાક્ષાત વીઠુબા પુંડરીનાથ દોડતા દોડતા આવેછે, ને પગમા પીતાંબર અથડાયછે ચત્રુભુજ ને વળી મોર મુંગટ કંઠમાં કૌસ્તુભમણીના હાર ને હસ્તમાં ચક્ર ધર્યુંછે એવા વીઠુબાના ભકતને ભકિતના પ્રભાવે કરીને દરશન આપેછે ને પછી અંતર ધ્યાન વીઠલનાથ થઇ જાયછે.

**સુંદર ભક્ત**—વાહ ભકતરાજ તમારી નૌધા ભક્તિ જોઇ મારૂ મન ઘણું પ્રફુલીત થાયછે.

**નામદેવજી**—એતો સૌ સૌના પુર્વના સંસ્કાર પ્રમાણે બધું મળી આવેછે માટે મુને મેળાપ આપનો થયો તે માં આજ મારા રદયમાં હર્ષનો પાર રહ્યો નથી, હવે ભકતરાજ રજા માગીએ છીએ ( એટલે રજા લઇ તે વખતે સૌ અરસપરસ ભેટી કરીને રજા માગેછે ને સઉ સઉના આશ્રમમા જાયછે.)

**દામાજી**—મહારાજ, હું રજા માગુછું

**નામદેવજી**—ભાઇ દામાજી, આપણા પંઢરપુર પાસે ગામ બેદરપુરાછે ત્યાંતુ મોટો અધીકારી થઇશ ને તુ

સુખ રૂપે અધીકારીની આદી ભોગવીશ. ને તુને અંતે વીઠલનાથજી દરશન આપશે. અને ત્હારી મોક્ષ ગતી થશે.

દામાજી—આપ જેવા ભક્તરાજનો આશીર્વાદ! હવે હું જાઉં છું. ( એમ કરીને જાયછે. )

શાસ્ત્રી—આટલી બધી તુને વાર કયા લાગી ને અત્યાર સુધી આપ ક્યાં હતા.

દામાજી—હું ચંદ્રભાગા નદી કીનારાપર ભકતરાજ બેઠેલા હતાં ત્યાં મુને ભકતરાજના દરશન થયાં.

શાસ્ત્રી—ભાઇ તુ ભગતીમાં દીન પ્રતીદીને ભગતીમાં બહુ લીન થઇ ગયોછે.

દામાજી—મહારાજ, જેણે આ દુનીયામાં પરમાત્માના નામની ભક્તિ કરી નથી ને મોજમાં રાગ રંગમાં દીવસો ગુમાવ્યાછે તે કેવળ મુર્ખ મનુષ્ય કહેવાય કારણકે આ સૃષ્ટીમાં આપણી સારી કે માઠી વાસ રૂપી કીર્તી રહેછે. એમ આપણે જાણીએ છીએ. માટે મહારાજ આપણે સારો રસ્તો સામાટે ન લઇએ માટે આપણે આપ વીઠલ નાથજીની પાર્થના કરવી તે સારો રસ્તો કારણકે આપણા દેશના લોકો પણ જાણેકે ભાઇ આનો જીવ ભક્તિ ભાવ

માં સારો ને પરમાત્માંપર પ્રીતી આપણી સારી રહે.

**શાસ્ત્રી**—દામજી તુને બહાર કોઇ બોલાવેછે તેને પ્રતિ ઉત્તર આપશો, હું સંધ્યા સ્નાંન કરીને બે ઘડી હવેથી વીઠુલ નાથજીની માળા જપીશ.

**દામાજી**—મહારાજ. એતો મારો પ્રીય મીત્ર લાલદાસ એ મુને હર હમેશ પૈસા ટકામાં સારી મદદ કરે છે, ને માણસ ઉદાર ને ચાલાક માણસ એના ગુણ ઘણા ગંભીરછે, એ ખાનદાનના કુટુંબના માણસો છે. હું આટલી ગરીબ સ્થીતીમાં છુ પરંતુ મારી સાથે સારી રીતે વર્તેછે, ને કાંઇ કામ હોયતો મારી. સલા હુ પૂછે પછી અગાડી એ પગલું ભરે પણ એને એક પુત્રછે તે અણસમજુ અને જરા કમન ૫રેલછે એને દવા કરી પણ કાંઇ સારી સ્થીતિમાં આવતો નથી. ભાઇ લાલદાસ ઉપર પધારો આપે મારા ઘર સુધી આવી મુને ઘણો આભારી કર્યો માટે આપનો હું ઉપકાર માનુછું.

**લાલદાસ**—ભાઈ તું દીન પ્રતિ દીને વીધ્યા અભ્યાસમાં ખુબ મચી રહયો પણ અમારે ત્યાંતુ કાંઈ આવતો નથી માટે કાંઈ રીસાયોછે માટે હું તારી પાશે આવ્યો છું ને આજકાલ ભાઇના લગ્નની વાતો ચાલેછે, ને તે ઘણુ કરીને અમારી જ્ઞાતિમાં ધનપાળશા નામના શેઠ છે તેની છોકરી ચંદનગૌરી અગીઆરવર્ષની છે અને ભણવા ગણવામાં ઘણી હોશીયારછે, માટે હુ-

મારો વીચાર ભાઇ સહદાસનો લગ્ન કરવાનો ત્યાં છે ને ઘણુ કરીને તે થોડી મુદતમાં કંકોત્રી આવશે માટે ભાઇ તારે મારે ત્યાં નિત્ય આવવું તેને માટે તને જાણું કરવા આવ્યોછું માટે આપને જે બાત કરી તે વાતને લક્ષમાં લઇ આપ મારે ત્યાં પધારવા કૃપા કરશો એવી આશા છે.

**દામાજી**—ભાઇ તુ આવા શબ્દ બોલી મને સરમાવ નહી તમે મારાપર પ્રીતી બહુ રાખોછો તે હું સારૂ સમજુ છું માટે હું વીઠલનાથજી પાસે એવુ માગુછુ જે આપની કીર્તી છે તેના કરતા હમેશાં વધે એમ કરજો.

**લાલદાસ**—ભાઇ હું હવે જાઉછું ને કરેલી બાબતને ભુલસો નહી.

**દામાજી**—ભાઈ આવજો હું રોજ ખબર આપની કાઢતો રહીશ ભુલીશ નહી.

**સાસ્ત્રી**—ભાઇ તારા દોસ્તદારને બેશાડવા હતા ને મને સંધ્યા સ્નાનમાં વાર લાગી નથી. ફકત બે કલાક જોઇએ છીએ, એવી વાતો કરેછે ને શાસ્ત્રી મહારાજને કોઇ બોલાવે છે.

**દામાજી**—શાસ્ત્રી મહારાજ આપને કોઇ બોલાવે છેમાટે બહાર જુઓ, ને આ કોણ બુમો પાડેછે [ પોતાની બારીપરથી શાસ્ત્રી મહારાજ બહાર જુએછે.

**શાસ્ત્રી**—કોણ ભાઇ અમદ મીઆં આપ કેમ આવ્યા છો તે

મને કહો.

**અમદ મીયાં**—આપણાં શેઠ ધનપાળશાની છોકરી ચંદનગવરી છે તેના લગ્ન જોવડાંવવાનાછે માટે હું આપને તેડવા આવ્યો છુ.

**શાસ્ત્રી**—ભાઇ તુ જરાક સબુર કરં હુ લુગડા પહેરી લઉ.

**અમદ મીયાં**—ત્યારે હું ઓટલા ઉપર બેઠો છું ને આપ લુગડા પહેરી લો.

**શાસ્ત્રી**—વિદ્યાર્થીઓ બેસજો ને કોઈ મસ્તી તોફાન કરતા નહી.

**વીદ્યાર્થીઓ**—શાસ્ત્રી મહારાજ વહેલા પધારજો.

**અમદ મીયાં**—ચાલો શાસ્ત્રી મહારાજ આપને વાર તો ઘુબ લાગી છે.

**શાસ્ત્રી**—આ સામુ મંડપ રચના દેખાય છે તે ધનપાળશા શેઠનું મકાન કે ઓહો શું મંડપની રચના. આતો જાણે કૈલાસપુરી જાત જાતના તકતા તથા હાંડીઓ અને ઝુમરો, વાહ ધનપાળશા શેઠ તારી શામગ્રી અને પઇશાની ખુબી.

**અમદ મીયાં**—કયુ શાસ્ત્રી મહારાજ તુમેરી ડાગરી ચસક ગઈ કે શું મંડપ રચના જોઈને બાવરા બની ગયા વાહ વાહ શાસ્ત્રી તુમેરેકુ ખબર હે, મેરા બાવા કા બાવા પરણ્યા હતા તે વખતે આખે શહેરમે માંડવે ડાલેતે ને આખા શહેર રોજ જમતા ને તમે આટલો માંડવો જોઇને ગેલાં થઇ ગયાછો.

**શાસ્ત્રી**-તુ જે કહે તે સચ જુઠ કુછ નહી કારણ કે આ

સ્ત્રીનુ સામુ જોઈશુ તો વાદળ રૂપે માંડવો ને શહેરમાં રોજ લોક જમેછે કોઈ ભુખ્યા રહેતા નથી

**અમદમીયાં**--ચલો બાપુ ચલો નહી તો શેઠ બહાર આવશે તો મેરેકુ ખીજાયગા કે તુ તો તેડવા ગયો હતો ને આટલી દેર લગી. વાહ તુમતો બોત ઝડપથી કામ કરતા હો ને વલી હમેરા પગાર વધારો એ સા કેયગા માટે ચલો એમ કહી શેઠના દીવાન ખાનામાં જાયછે.

**ધનપાળશા**—પધારીએ મહારાજ આ આશનપર બીરાજમાન થાવ.

**શાસ્ત્રી**--મને આપે શા માટે બોલાવ્યો. માટે જે કહેવુ હોય તે કહો.

**ધનપાળશા**—શાસ્ત્રી મહારાજ આપણી પૂત્રી ચંદન ગવરીના લગન જોવડાવવા છે માટે તેના શુભ મુહુર્ત કોઈ સારા જોવા એવી મારી વિનંતી છે.

**શાસ્ત્રી**—આપણી ચંદન ગવરી બહેનના શુભ મહુર્ત માહા સુદ પાંચમના છે મારા જોવામાં એમ આવેછે ને સારૂ મુરત છે.

**ધનપાલશા**--બેટા ચંદનગવરી તમારી માતુશ્રીને દીવાનખાનામાંથી બોલાવી લાવો.

**ચંદનગવરી**— વારૂ પિતાશ્રી હું હમણાં બોલાઉ છું એમ કહી ચંદનગવરી ઓરડામાં જાયછે અને બોલાવે છે લલીતાબા લલીલાબા બહાર મહારા બાપા દીવાન

ખાનામાં તમને બોલાવે છે કારણ કે મારા પીતા શ્રી એ શાસ્ત્રી મહારાજને બોલાવ્યા છે ને તે આવ્યા છે.

**લલીતા**—ચાલો બહેન, એતો તારા લગનના મુહૂર્ત જોવાને શાસ્ત્રી મહારાજને બોલાવ્યા છે એમ વાતો કરતાં કરતાં દીવાનખાનામાં બને જણ આવેછે.

**શાસ્ત્રી**- બહેન લલીતાબા આવો અને સાંભલો હું કહું તે આપણી ચંદનગવરી બહેનના લગનનુ શુભ મહુરત માહા સુદ પાંચમ ને ગુરૂએ આવેછે.

**શાસ્ત્રી**-શેઠ ધનપાળશા આપના ધરની પાસે જે મંડપ આપે બંધાવ્યો તે મંડપની રચના મારાં જોવામાં આજ પર્યંત આવ્યો નથી. માટે તમને ધન્ય છે કે ધણાં માણસોને પૈસો હોય ને વાપરે અને ચીંગુસાઈ કરે પરમાત્માએ બે પઇશા આપણને આપ્યા હોય તો બે પઇશા વાપરવાં નહી તો બધુ અહીનુ અહી પડી રહેવાનુ છે.

**ધનપાલશા**- આપણો ઠીઠલનાથજી કરનાર છે આપણે એમાં કાંઇ લેવા દેવા નથી. આપણે તો એક મજુર તરીકે છીએ કારણ કે એક જંગલમાં એક રાફલો હતો ત્યાં એક બ્રાહ્મણ રોજ કથા વાંચે ત્યારે ત્યાં એક નાગ આવે અને કથા સાંભળી પછી એક સોના મહોર મુકી જાય. એવી રીતે દરરોજ થયાં કરે એક સમયને વખતે એના છોકરાને કથા વાં-

ચવા મોકલેલ તે છોકરો પણ એક સોના મહોર લઇ આવે પછી છોકરાનાં મનમાં વીચાર થયો કે આ નાગને હું જો મારી નાંખુ તો એના માથા માંથી સોના મહોર નીકળે એમ જાણી એક લાકડી ફ્રસ્ટ કલાસ સારી લીસી અને જાડી લઈને કથા વાંચવા આવ્યો, તે વાંચવા માંડેછે એટલે પેલો નાગ રાફડામાંથી નીકળી પેલાની પાસે કથા સાંભલવા આવ્યો કે પેલા નાગને પેલે છોકરે લાકડી ખેંચીને મારવા જાયછે એટલે પેલા નાગને ઝપાટ લાગી કે નલાગી ને છટકી ગઇ. પેલો નાગ કાણો થયો પણ શોના મોહોર એક મુકતો ગયો નાગ મનમાં વીચાર કરેછે કે એ છોકરો અજ્ઞાન છે માટે એને જવા દેવો ને એનો બાપ આવશે એટલે હું તેને કહીશ. કે ભાઇ તારા છોકરાને કથા વાંચવા મોકલતો નહી ને મોકલીશ તો એને ડંસ મારીશ માટે વીચારીને મોકલજે નહી તો હર હમેશાં તુ આવજે પેલો શાસ્ત્રી કથા વાંચનારો કહે છે કે હું આવીશ એક દહાડો ખરેખર શાસ્ત્રી મહારાજને કામ આવી પડયું ને પેલી વાત યાદ ન આવી ને એના છોકરાને મોકલ્યો એટલે પેલા છોકરાએ જઇ કથા શરૂ કરી એટલે પેલો નાગ ફુંફારા મારતો મારતો ને ઉછળતો આવી એકદમ ડંસ્યો એટલે છોકરાને ઝેર ચડવા

લાગ્યું એટલે બોલેછે.

**દોહરો**

નોકરી કરે જે માનવી ધન સંચરવા જેહ,
ગફલત ખાઇને તે પડે તજીદે મનસા દેહ.

---

છોકરો કહે આ પણ કથા રૂપી મારી નોકરી હતી મા ટે મે આ કૃત્ય કરયું ને મારા બાપે મને ગફલતમાં મોકલ્યો ત્યારે આ પરીણામ આવ્યું એમ કહી પોતે મરણ તુલ્ય થાય છે.

**શાસ્ત્રી**—મહારાજ સત્યછે એતો કીશમત પ્રમાણે

**લલીતા**—બહેન તારી સખીઓને બોલાવ કારણ કે આજ ખુશાલીનો દીવસ છે માટે તુ આજ વીઠલનાથજી દરશન કરવા તારી સખીઓ સાથે જજે.

**ચંદન ગવરી**—લલીતાબા આપણા શીપાઇ અમદ મીઆંને બોલાવી કહો કે લલીતાની સખીઓને બોલાવી લાવ.

**લલીતા**—બ્હેન બહારથી બોલાવ અમદમીયાંને

**ચંદનગવરી**—અમદમીયા મારી બા તમને બોલાવે છે માટે ઇધર આવ,

**અમદમીયાં**—કેમ બા શું કામછે તે કહો મહારે મંડપની અંદર કામછે માટે જે કહેવુ હોય તે કહો.

**લલીતા**—આપણી બેન ચદનગવરીની સખીઓ-આપણે ત્યાં

આવેછે તેને તુ તેડી લાવ કારણુ કે આપણી ચંદનગવરીને વીઠલનાથજીના દરશન કરવા જવુછે માટે જલદી તેડી લાવ.

**અમદમીયાં**—હુ એની સખીઓને ઓળખુ છું પરંતુ મને નામ આવડતુ નથી.

**ચંદનગવરી**—મારી સખીઓનું નામ એકનું કીશોર કમલા ને બીજીનું નામ ચોવંતીકળા ને ચોથીનુ નામ કમળ કીશોરી તેઓને ભાઇ અમદમીયાં જલદી બોલાવી લાવ.

**અમદમીયાં**—હું હમણા જાઉંછું એમ કહીને જાયછે ને બધાને તેડીને આવે છે.

**ચંદનગવરી**—બહેનો આવી કે મહારે આજ ખુશાલી છે માટે વીઠલનાથજીના દરશન કરવા જઇએ કારણ કે આજ શુભ કાર્યમાં પરમાત્માનું શમરણ કરવુ તેથી સદાકાળ સુખ રહેછે.

**સખીઓ**—ચાલ ચાલ બહેન શુભ કાર્ય તે શું તમારા લગ્નના મુહુર્ત આજે શાસ્ત્રી પાસે જોવડાવ્યું હશે. ચાલો દરશન કરવા જઇએ.

**ચંદનગવરી**—સૌ સખીઓ ચાલો મારી શાથ
દરશન કરવાને વીઠલનાથ. સૌ.
એની અજબ મુર્તી લાગે શામ
નટવર વીઠલ જેનું નામ. સૈ.
માથે મોર મુગટ બીરાજે ધરી

દરશન કરે જે જાવજ તરી સે.
જેને પુર્વે જન્મ કીધા પુન્ય
તે બધી બાબત રહે ન શુન્ય સૈ.
એવી પ્રભુના લાલની વાણીછે
રૂખમાઇયાં વરે જાણી તે. સૈ.

**કીશોર કમળા**—બહેન આટલુ બધુ ડહાપણુ ને તારી ગુખ્ખી દીન પ્રતિદીને બહુ ખીલી રહીછે.

**કમળ કીશોરી**—બહેન હવે આપણી ચંદનગવરીના લગ્ન થશે એટલે તે પોતાના પતી શાથે વાતો કરશે ને તે પ્રેમ ગુંથણીમાં પડવાની પછી આં બહેનોને શાને યાદ કરશે.

**પાર્વતી કલા**— હા બેન ખરી વાતછે પતી શાથે જ્યારે પ્રેમ ગુંથણીમાં પડશે ત્યારે તેતો બોલશે નહી કારણ કે એકતો પઇશાદારની છોકરી કહેવાય અને બીજુ તો પાછો પતીનો પ્યાર અને ત્રીજે જુવાનીનો તોડ પછીતો આપણુને શાનેજ યાદ કરે કારણ કે આપણે જ્યારે આપણી માતાના ઉદરમાં રહીએ છીએ ત્યારે નવ માસ સુધી આપણે તે વખતે પરમાત્માની ભક્તી કરીએ છીએ ને ઊંધે મસ્તકે લટકીએ છીએ તે વખતે આપણી પાછળ મળ તથા મુત્ર વીગેરે જઠરા અગ્નીની આપણાપર સ્વારી રહેછે ને જ્યારે આ દુનીયાની હવા આપણને

લાગેછે તે વખતે પરમાત્માને કહીએ છીએ કે હુ અહી ને તુ તહી એવી રીતે રડીએ છીએ બહેન એવી રીતે તુ કરતી નહી. બહેન તુ વિધ્યા કળા માં ઘણી પ્રવીણ છે માટે તમારા પીતાશ્રી આપ ના ઘરને ને તમને વીધા કળામાં હોંશીઆર અને વધુ ભણેલો હોય તે તેની શાથે પરણાવે તો ઘણુ સારૂ ત્હારી આટલી નાની વયમાં ચાલાકી અને તારી પ્રેમ લક્ષણા ભકતી ઉપર પ્રેમ છે તે જોઇ અમે સહુ સખીઓ ખુશ થઇએ છીએ. આતો તને શીખામણની વાત કરીએ છીએ તુ દુ;ખ લગાડતી નહી ને ચાલો દરશન કરવા જઇએ. એમ કહીને જાયછે અને અમદમીયાંને બજારમાં શ્રીફળ લેવા મોકલેછે ને કહેછે ભાઇ તુ વીઠલના મજીના રસ્તે આવજે અમે ધીમે ધીમે જઇએ છીએ માટે તુ ફીકર કરતો નહી. ને વહેલો આ વજે એમ કહી પોતે રસ્તે ચાલતાં ચાલતાં જાય છે ત્યાં પોતાની જ્ઞાતિનો એક જુગારીનો સરદાર તે આખા ગામનો પ્રખ્યાત માણસ તે રસ્તામાં મલે છે.

**કાન્તીલાલ**—વાહ ચંદનગવરી તારી ખુબ સુરતી આખા જ ગતમાં મે દીઠી નથી. ને પાછી તુ ભણેલી ગણેલી ને તુ ખાનદાન કુટુંબની છોકરી માટે તુ આ કાન્તીલાલ શાથે પ્યાર બાંધ એટલી જરાક વાત

ધ્યાનપર લાવી તુ મારી શાથે પ્યાર જોડ તહારો વીવાહ પેલા લાલદાશના છોકરા શાથે થયો છે તે મને ખબર છે તે લાલદાશનો પુત્ર ઘણો અણુ સ મજુ ને અકલ વગરનો છે એટલે ગાંડો માટે તારા પીતાશ્રીને કહે કે આપણી ગ્નાતીમાં કાન્તી લાલ શાથે મારૂ લગ્ન કરાવો તો ઘણુ સારૂ.

**ચંદનગવરી**—ભાઇ મહારો જે વીવાહ થયો છે તે બરાબર છે ને તુ તો મારો ભાઇને બાપછે અમારી ગ્નાતી માં લુચ્ચો અને જુગારી અને તારા જેવો છાટકો મેં દીઠો નથી. તું તો મારે એક કોડીનો માણુસ છે

**કાન્તીલાલ**—એકવાર આ કાન્તીલાલને તો ચુંબન કરવા દે.

**ચંદનગવરી**—મુરખ વીચાર વગરના ફાંફાં શાને મારી રહયો છે મારો તે પ્રાણપતી છે ને તું તો મારો ભાઇછે.

**કાન્તીલાલ**—ચંદનગવરી ચંચળ ચપળ ચાલનારી

**ચંદનગવરી**—મુર્ખ શાને કરેછે વાતો તુ હમારી

**કાન્તીલાલ**—શબ્દ શ્રવણ અમૃત જેવા લાગે ભારી
દીઠીછે આ કટારી નાખુ તને હમણાં મારી

**સખીઓ**— હાં, હાં, હાં. ચંદન ૧.

**કાન્તીલાલ**—પ્રીતી પ્રથમ થતી સાથે જલદી કરીને

**ચંદનગવરી**—સૃષ્ટી સકળ માહી વર શઠદાસ છે ને

**કાન્તીલાલ**—કંઠ કદમ કોમળ ગાલ ઉપર ચુંબન દેને

**ચંદનગવરી**—દરશન કરવા જાઉ પુરીથી પાછી આવું

**સખીઓ**— હાં, હાં, હાં. ચંદન ૨

કાન્તીલાલ—ટીલી કપાલ ઉપર શાનુ માફક ખીલી રહી
કોઇની રૂમક ઝુમક ઠુમક ખાસ દીઠી નહી.
ચંદનગવરી—સ્વાન માફક પાંશાં શાને મારે અહી.
સીપાઇઓ બાંધો એને પકડી ઝાલો તેને
સખીઓ- વાહ વાહ વાહ ચંદન ૩
કાન્તીલાલ-હું જુગારીનો સરદાર મને કોણ પકડનાર
નાજુક નખરા કરતી નાર કરને મારી સાથે પ્યાર
કાન્તીલાલ—ઓ શુંદરવરણી
ચંદનગવરી- શીત, શીત, શીત.
કાન્તીલાલ-જાણે મને પરણી.
શીત, શીત, શીત.
ચંદનગવરી—સીપાઇ આવેછે મારો સખી પેલો જોને
કાન્તીલાલ-પ્રિતી પલટાવી સાને મુંને જાવા દોને
દીઠી બહાદુરી તારી માવડી હુતો મારી. ચંદન.
ચંદનગવરી—જો સખી પેલો આપણો શીપાઇ અમદ મીયાં
આવે છે.

કાન્તીલાલ—ઓ મારા બાપ પેલો એતો શીપાઇ આવે છે
માટે આપણે છ પાંચ ગણવા જોઇએ નહી તો
પછી આપણા બુરા હાલ સમજવા. બંદા હવે વી
ચાર ન કર ચાલ હવે હું પેલે રસ્તે સટકી જાઉં.
ચંદનગવરી—કેમ મુઓ છાટકો જતો રહયો, અલ્યા અમદ
મીઆં તુ અત્યાર સુધી ક્યાં હતો ને આટલી બધી

વાર લગાડી તુ શ્રીફળ લઇને વહેલો આવજે એ મ તને મે કહયુ હતુ. કારણુ કે અહીઆ પેલો અમારી જ્ઞાતીનો કાન્તીલાલ જુગારી આવ્યો હતો, તેને અમને બહુ સતાવ્યા ને તને દીઠો એટલે તે જતો રહયો. માણુસ નોકર શા માટે રાખેછે પોતાના રક્ષણુ માટે રાખેછે કારણુ કે આફત વખતે કામ કરે આતો એક ચીજ લેવા ગયા કે ત્યાં ને ત્યાં બેશી રહેવાનો આજ મહારી લલીતાબાને કહેવા દેજે.

અમદમીયાં—બહેન રસ્તામાં મારો ભાઇબંધ મલ્યો હતો તેથી હું વાતો કરવા બેશી રહયો ને વાતો કરતો હતો મારા મનમાં બહેન વીઠલનાથજીના મંદીર આગળ પહોંચશે એટલે એકદમ હું જઇ પહોંચીશ. માટે બહેન મારા ગરીબની સામુ જેઇ આ જે વાત કહો છો તે તમારા લલીતાબાને કહેતા નહી હું આવુ જાણુત તો એકદમ આવત એ કાન્તીલાલ જુગારી મને દેખત કે તુરત નાસે કારણુ કે મારાથી તે બહુ બીએછે પણુ હરકત નહી મારા હાથમાં આવશે એટલે હુ એને મારીશ માટે ઉપરની વાત કરી તે પર ધ્યાન રાખી તમારી માતુશ્રીને કહેતા નહી.

ચંદનગવરિ—અમદમીયા હું મારી લલીતા બાને નહી કહું પણુ ચાલ જલદીથી નીકલ વાર લાગશે તો મારા

પીતાજી તથા મારી માતુશ્રી ખીજાશે.

**હીરાકુંવર કમલા—** જો સખી આ વીઠલનાથજીનું મંદીર કેવું શોભાયમાન લાગે છે.

**ચંદનગવરી—** બહેન જગકર્તા ને વળી સરવેનુ પોષણુ કરનાર વીઠુબાનુ મંદીર શુશોભીત હોય તેમાં શી નવાઇ! ને વળી હજારો માણસોનુ ટોળુ કેવુ આગળ પછાડી ભજન કીરતન કરેછે અને મેળાની માફક હર હમેશ રહેછે, સખી એના મંદીરનો આસપાસ ઘાટ કેવો ચીત્રવાલો અને એની અંદર કેવી કારીગીરી વાપરી છે એના બારણાં આગળ ચીત્રામણ કેવા સારા પાડ્યા છે જાણે એક એકથી ચડીઆંતા છે ને એમનુ બેસવાનું શીહાશન અલોકીક જેવુ લાગેછે ને એની મુર્તી શાક્ષાત વીઠુબા હમણાં આપણી સાથે વાતો કરશે ને જોડે રૂખમાઈ જગત જનુની માતાની મુર્તી પણ જાણે હમણાં આપણને કાંઈ આશીરવાદ આપશે એમ લાગેછે. વીઠુબાના મંદીરમાં દીન પ્રતી દીને દેશો દેશમા પ્રખ્યાતી સારી ચડતી જાયછે કારણુ કે જે ભકત એનુ ખરા ટેકથી ભજન કરે તેનુ તુરત સંકટ મટાડી દે છે ને એમ જો ન હોયતો હજારો લોકો હજારો ગાઉથી અહીં સુધી શા માટે આવે કારણુ કે એની કીર્તીને ને એના નામને ને વળી એના પરચાને આવે માટે તમે પણ કરોછો. આ

જ ખુશાલીનો દીવસ છે માટે વીઠુબાના દરશન
કરવા જઇએ. નહીતો એમ કેમ ન કહયુ કે આ
જે આપણે ઉજાણી અથવા બગીચામાં ફરવા જ
ઇએ, નહીતો આજે ગરબા ગવરાવી લાણી બેચી
એ એવુ કેમ ન બોલ્યા ને વીઠુબાના દરશન કર
વા જઇએ માટે સૃષ્ટીનુ સારૂ કરનારનુ પહેલા
ભજન કરવુ જોઇએ વળી એના નામની માળા
જપીએ તો આપણું સારૂ થાય.

**ચંદનગવરી**—એતો ચાલો આપણે વીઠુબાના નામનો એક ગ
રબો ગાઇએ.

---

## ( ગરબો. )

ઇટવર વીઠલવર કરૂં પ્રેમથી તમને પ્રણામ
કરો ભકતોનુ સુકીત તમે નીશદીન કરોછો કામ
સુંદરવર શુશોભીતવર આપજો અમને શામ ઇટ.
આટલી વીનતી આજ આ છે બાલાની
એવી જપુ તમારી જાપ નીસ્ચે માલાથી ઇટ,
ચંદન અર્ચા કરૂ તમ પ્રિતે
અખંડ સોભાગ્ય આપજો ચીતે
દીન દયાળ કૃપાળ તમેછો રૂખમાઇના વર ઇટ.
પંઢરપુર વીષે શોભા તમારી
દેશો દેશમાં ચાલે નામના ભારી

વીઠલ વીઠલ એવારે ઉપકારી રૂખમાઇચાંવર ધ્રટ
ડીશાર કમળા લાવો પુસ્પ હાર
ભકતીના મહીમાંનો મોટો સાર
કરે તે ઉતરે વીઠલ પાર   રૂખમાઇચા   ધ્રટ.

એનો આજનો દીવસ મને બહુ રળીઆમણો લાગે છે એનો આનો ભકત એક નીચ જાતીમાં ઢેડ થઇ ગયોછે તે આખો દીવસ વીઠલ વીઠલ એવુ શમરણુ કર્યા કરે ને આપણા પંઢરપુરથી તે છેટે રહેતો હતો અને તે વીઠુબા મહારાજનુ ભજન કરીને પોતાનુ પોષણુ કરતો હતો એક દીવશને સમયે પોતાના ઘરમાં સુવાવડ આવી એટલે એને પોતાની બેનને ત્યાં એક પોતાના જાત ભાઇને ત્યાં મોકલ્યો ને તે મોકલેલો માણુસ એની બેનને ત્યાં પહોંચ્યો ને કહયું જે બેન તારા ભાઇ ને ત્યાં તારી ભાભીની સુવાવડ છે માટે તને તેડીછે તે બહેન પેલા આવનારને કહેછે કે ભાઇ મારા ભાઇએ આજદીન સુધી મને કાપડુ અથવા એક સાલ્લોએ નથી આપ્યો ત્યારે મહારે એના ઘેર આવવાની શી જરૂર. એના કરતા ભાઇ ન હોયતો સારો, હુંતો આવવાની નથી. માટે તારે રોટલો ખાવો હોય તો ખા નહીતો જા ને એમ કહેજે કે એ તો નહી આવે પછી પેલો બીચારો નીશાશા નાંખીને ચાલતો ચાલતો વીઠલનાથજીના ભકત તે ઢેડ પાસે આવ્યો ને કહયું જે ભાઈ તારી બેને તો ના કહયું છે માટે તું ગંમે તેમ કરજે પેલાએ વીચાર કરયો કે ચાલ હું તેને ઘેર જઇને તેડી આવું નહીતો મારી ભુરી વલે, વળી અહીથી જાઉં ને સાંપડે તો એનો કોણુ બેલી માટે

મારી નજર તો કહયું નથી કરતી પણ મન એમ વીચાર કર કે આમને આમ બેશી નકામો શું કરૂ પણ જે વીઠુબા કરશેં તે ખરૂ હવે તો જીવ બેશી ન રહું એમ ધારી ભગતે ચાલવા માંડયું ને બેનના ઘેર આવી પહોંચ્યો અને કહયું કે બહેન ચાલો મારી આવી ગરીબ સ્થીતી છે માટે હું તને લુગડાં નથી લેતો હું મારૂ પોષણ વીઠુબાના ભજનના પ્રતાપથી હું મોઝ મજા કરૂછુ નહીતો મારી માઠી વળે એવી રીતે કહે છે પણ પેલી બહેન તો માનતી નથી, ને સાફ ના કહી કે હુ તો આવવાની નથી, માટે તારૂ સુજતુ કરી લે. તારી મને કાંઇ આશા છે ! તુતો આખો દહાડો ભગતડો થઇને બેઠો છે નેં મોંળા કોટમાં દોઢ મણ ને ટીલા તાણીને લોકોને ઠગવાનો ઇરાદો કરેછે તને તો કોઇ ભગત કહે ! ઠીક એતો પેટના પાં પણા માટે ચાલતા થઈએ, વેલુ આવે ધરં. ત્યાં તેઓની રકઝક થયા કરેછે અને ત્યાં પેલા ભગતની બાયડીને છોકરો સાંપડવાની વખત થઇ કે તુરત વીઠુબા તેની નણંદનુ રૂપ લઇ કેમ ભાભી બેઠાછો એમ કરીને આવ્યા પેલીએ કહયું કે તમારા ભાઇ તમને મલ્યા કે નહી હા. એ મલ્યા પણ એ તો વીઠુબાના દરશન કરવા ગયાછે એવો જવાબ આપ્યો અહીતો ભગતને ઘેર છોકરો સાંપડયો પણ સુવાવડ માટે ઘરમાં કાંઇ ન મળે વીઠુબાએ કહયું કે આને ખાવાનું તો કાંઈ સારૂ કરી આપુ- પછી સુવાવડમાં જે ચીજો ખાય તે ચીજો ડાવીને ઘરમાં અન્નની ભુખ મટાડી દીધી ને એની સુવાવડ એક માસ સુધી કરી પેલો ભગત તો નીશાશા નાંખતો ચાલ

ઘેર જાઉં. પણ મારી દરશન કરવાની પુનમ ત્રણ ચાર દીવશ માં આવી માટે જીવડા ચાલ. વીઠુબા વીઠુબા એમ કરીને તે ભગત ઢેડો પંઢરપુર આવી વીઠુબાના દરશન કરીને આવતાં ત્યાં એક માસ થયો ને ઘેર આવી પહોંચ્યો કે તુરત વીઠુબા એકદમ ઘરમાં છોકરાને ઘોડીઆમાં શુવાડી એકદમ અંતરધ્યાન થઇ ગયા ને પેલો ઢેડ ઘરમાં આવ્યો ત્યારે એની બાયડીને પુછવા લાગ્યો કે આ તારી સુવાવડ કોણે કરી ત્યારે જવાબ આપ્યો કે તમારી બેને કરી ત્યારે પેલો ઢેડો વીચાર કરવા મંડયો કે આતો ઘણી અચરજ જેવી વાત છે મારી બેન મારે ત્યાં ન આવે માટે ચાલ એની તપાસ કરી આવું એમ કહી પોતાની બાયડીને કહયું જે હું બે ત્રણ દીવશમાં આવીશ એમ કહી ચાલતો થયો અને એની બેન પાસે આવ્યો ને કહયું જે બેન તું તારી ભાભીની સુવાવડ કરવા ગઇ હતી પણ મને દેખીને કેમ આવતી રહી. મે તને લુગડું નથી લીધું તેથી. બહેને કહયું કે બલ્યુ તારૂં લુગડું અને હુ તો તારાથી થાકી ગામમાં સુવાવડ આવેછે કે તારી બાયડીને નવાય આ વીછે તુતો ભગતડો ને વળી બાયડી બાયડી કર્યા કરે છે હવે પરમેસ્વર વાસ્તે જા તારી ખુબી મે જાણી પેલો ઢેડો એકદમ વીઠુબાની ભકતીમાં ગાંડો ઘેલો તે પંઢરપુરમાં આવતો રહયો.

એવી ભકતી થઇ કે એના મરણ વખતે વીઠુબાએ દરશન આપ્યા છે અને એના હાડકા પણ વીઠલ વીઠલ કરવા મંડી ગયા અને એના હાડકાં એના છોકરાએ આવીને એના હાડકાની એક વીઠલનાથજીના મંદીર સામે મુર્તી કરાવી છે માટે

પ્રેમ લક્ષણા ભકતી એ સહુથી શ્રેષ્ટ છે માટે એનો ભકતીના મહીમાં એવો છે.

---

**કીશોર કમળા**—ચાલો બહેનો એતો ભકતીમાં બહુ ગાંડી થઈ ગઇ છે માટે બેન ચંદનગવરી તુ કેવા પ્રકારની ભકતી કરે છે તે તુ રસ્તામાં ચાલતાં ચાલતાં મને કહે.

**ચંદનગવરી**—કોઈ પતી સારો માંગે, કોઇ મોક્ષની ગતી માંગે, કોઇ પરમાત્માના દરશનની આશા રાખે કોઇ ગ્નાન માટે પણ ભજે છે પણ સ્વાર્થ વિના કોઇ ભજે નહી.

**કીશોર કમળા**—બહેન જ્યારે ધરૂએ પાંચ વરસની ઉમરે પરમાત્માનુ ભજન કરવા માંડયું ત્યારે શું કારણ હતું તે કહુછું તે સાંભળ કારણ કે મારા સાંભળવામાં ધરૂના ભજન આવ્યાં છે તેથી કહું છું તે તું શાંભળ ધરૂએ પોતાની શાવકી માતાના અપમાન શબ્દ શાંળળી પોતે પોતાની માની પાસે રજા લઇ વનમાં ઇશ્વરનુ એક ચીતે ભજન કરવા નીકળી પડયો ને પરમાત્માનુ ભજન કરવા માંડયુ ત્યારે ત્યાં પહેલ વહેલા નારદજી મલ્યા ને કહ્યું જે ભાઇ તુ આટલી નાની વયમાં આ વનમાં આવવાનું શું કારણ ત્યારે એને કહયું જે મારા કીશમતમાં ભાવુંજ લખ્યું છે એમાં મારે કોઇને

દોષ દેવાનો નથી કારણ કે પુરવે શંસ્કાર ઓછા કર્યા છે માટે અહી આવવું પડ્યું વળી આમાજ મજા છે ત્યારે નારદજીએ કહ્યું કે ભાઈ હું તને મંત્ર રામનો આપુંછુ, તેથી તુ બધી વાતે સુખી થઇશ ને તારા મનની મુરાદ પાર પડશે ને આખરે તુને અવીચલ પદવી મળશે. શા કારણથી કે ફકત રામ નામના શબ્દ ને તારી ભકતી વડે. એમ કહીને નારદજી તો ભજન કરતાં કરતાં થો ડીક વારમાં અંતરધ્યાન થઇ ગયા માટે બહેનો ભજનનો પ્રતાપ એવો છે ને સદાંચરણથી ચાલવું ને સરવે બેનોએ દેવ સેવા તથા રામ નામનું ભ જન કરવું કારણ કે આ સંસાર દુઃખદાઇ છે ને એમાં તરવાનો ઉંપાય એજ છે બીજો કશોએ ન થી. હર્નીશ પોત પોતાએ સારી વતીથી ભજન કરવું.

**લલીતા**—બહેનો આટલી બધી વાર કેમ લાગી. તમે જાણ તા ન હતા કે ઘેર આપણને આપણા મા બાપ પૂછશે.

**ચંદનગવરી**—વાત કરીશુ તો ફજેત થઇશુ ને વલી અમદ મીયાનો રોટલો જનમારાનો નીકળી જશે એમ મન શાથે વીચાર કરીને કહેછે કે દેવ દરશન કર વા ઘણા દીવસે ગયા ને વીઠુબાનુ મંદીર ઘણું શોભાયમાન લાગ્યું અને હજારો માણશની મેદની

હતી ને મેળા જેવુ હતુ તેથી હમે રોકાયા ને પછી દરશન કરીને હરી ચરચા કરતા કરતા ધીમેધીમે આવતા હતા તેથીં અંમને વાર લાગી.

**લલીતા**—મારી ચંદનગવરીની સખીઓ તમે કાલે વહેલા આવજો કારણ કે આપણે કંકોત્રી શુભ મહુરતની આપણી ચંદન ગવરીને સાસરે મોકલવાની છે માટે વહેલા આવજો ને અમદમીઆંને તમને તમારે ઘેર મેલવા મોકલું છુ માટે હવે સુખેથી જાવ એમ કહી ને નીચે દીવાનખાનાની બારીએથી બુમ પાડે છે ભાઇ અમદમીઆં નીચે કીશોર કમળા વીગેરે આવેછે તેમને ઘેર જઈને મેંલી આંવ.

**અમદમીયાં**—નીચે મોકલો બા, હમણાં મુકીને આવીશ.

**ચોવંતીકલા**—બહેનો ચાલો નીચે અમદમીઆ વાર જોઇને ઉભો છે એમ કહી નીચે ઉતરે છે ને અમદમીયાની સાથે જાયછે ને અમદમીઆ પોત પોતાને ઘેર મુકી આવેછે,

**લલીતા**—કેમ ભાઇ અમદમીયાં આવ્યો હા લલીતા બા હું હવે મંડપમાં બેઠો છું, બેન ચંદન ગવરી કાલે તારા લગ્નની કંકોત્રી લખાવવાની છે ને હજુ સુધી તારા પીતાશ્રી બહાર ફરવા ગયા છે પરંતુ આવ્યા કેમ નથી આજે કાઇ વાર લાગી.

(જો પેલા આવેછે.)

**ધનપાલશા**—પ્રાણ પ્રીયા આપણી ચંદનગોરીના લગ્નનું શુભ

મુર્હુત નજદીક આવ્યું છે માટે બેટા ચંદનગૌરી આપણા દીવાનખાનાની બારીએથી અમદમીયાને બુમ પાડ કે તેડી લાવે શાસ્ત્રી મહારાજને કંકોતરી લખી આપુ તે લઇ જાય તે સાંભળી ચંદનગૌરી

**ચંદનગૌરી**— અમદમીયા ઉપર આવ બા બોલાવેછે.

**અમદમીયા**—કેમ શેઠજી શું કામ પડયુછે જે હોયતે ફરમાવો

**ધનપાલશા**—આપણા શાસ્ત્રી મહારાજને હમણા બોલાવી લાવ અમારે કામ છે ને વાર લગાડતો નહી ને રસ્તામાં વાતો કરતો ચાર કલાકે આવતો નહી.

**અમદમીઆ**—બાપુ શાસ્ત્રીને હમણાં તમારી પાસે બોલાવું.

**વીદ્યાર્થીઓ**— શાસ્ત્રી મહારાજ તમને બહાર બોલાવે છે માટે બહાર જવાબ દો.

**શાસ્ત્રી**—એ કોણુછે ભાઇ એમ કહીને બહાર આવેછે તો એ તો ધનપાળશાનો શીપાઇ અમદમીઆને દીઠો કેમ ભાઇ તારે ઓચીંતુ આવવુ પડયુ એવુ કાંઈ જરૂરનુ કામ છે ને જો જરૂરનું ન હોયતો તારી પાછળ આવુછુ અને હમણાં કામ હોયતો ઓટલા ઉપર બેસ

**અમદમીઆં** શેઠ અબી ને અબી બોલાતે હે ઊનકી લડકી કી શાદી હોતી હે ઇસ લીએ તુમેરેકુ બોલાતે હે

**શાસ્ત્રી**—અબી આતા હું નીચે ઠેર.

**વીદ્યાર્થી**—કેમ શાસ્ત્રી બાવા આજકાંઈ લાડુનું ઠરે એમછે.

**શાસ્ત્રી**— ભાઇઓ એતો શેઠની છોકરીના લગ્ન ઠરાવા છે તેની

કંકોતરી લઈ જવાનાછે તેથી મુને બોલાવે છે ને લાગ આવશે તો લાડુનું ઠરવી આવીશ તેના બાબત થી અમદમીઆં મુને બોલાવા આવ્યો છે કેમ અ મદમીઆં ખરી વાત છે ને.

**અમદમીયાં**—શાસ્ત્રી મહારાજ ચલો જલદી દેર મત લગાડો નહી તો શેઠ હમેરેકુ ચીડાઈગે

**શાસ્ત્રી**—ચાલો જલદી એમ કરીને ચાલતા થયા ને શેઠના ઘર પાસે આવ્યા.

**ધનપાલશા**—આવો શાસ્ત્રી મહારાજ બીરાજો તમે થોડા દિ વસપર આપની ચંદનગવરીના લગ્નનું મુહુરત જોયું હતું તેની કંકોત્રી આપી આવો.

**શાસ્ત્રી**—હમણા આપીને આવીશ એમ કહી શાસ્ત્રી મહારાજ ચાલતાં થાયછે ને લાલદાશના ઘર આગળ આવી પહોંચે છે.

**લાલદાશ**—કોણ છે એમ કહીને જુવેછે એટલામાં શાસ્ત્રી મ- હારાજને દીઠા પછી કહે છે કે પધારો શાસ્ત્રી મહારાજ આપ કાંઈ મારે ઘેર ઘણે દિવસે પધા ર્યા માંટે તેમાં તમારો ઘણો ઉપકાર કારણ કે મા રા દોસ્તદાર દામાજીના ગુરૂ તરીકે કહેવાવ છો

**શાસ્ત્રી**—દામાજી સમજુ છે ને આપણે પણ સમજુ છીએ સારા છોકરાના લક્ષણ કે કોઈ આપણે ત્યાં આ વ્યું ને તેના શાથે સારી રીતે વરતે તો ગામ માં તથા જ્ઞાતિમાં અગર પર જ્ઞાતીમાં એમ કહે

વાય કે સારો. અને વીવેક વગરનો માણસ ખ
રાબ કહેવાય તેમાં સાર નહી આખી આબરૂને
ખામી પહોંચે. લોકોની શાથે સારી રીતે વર્તવું
એમાં આપણુ સારૂ લક્ષણુ છે ને મને ધનપાળશા
શેઠે આ કંકોત્રી લઈને મોકલ્યો છે તે આ કંકો
ત્રી લ્યો.

**લાલદાસ**—ધનપાળશાના અક્ષર તો સારાછે ને આબરૂ પણ
સારીછે આપણુને જેવો જોઇએ તેવો વેવાઈ મ
લ્યો એમ કહી કંકોત્રી હાથમાં લઈ વાંચેછે.

લાલદાશ વહેલા આવંજો કંકોત્રી તમે વાંચીને
અવસર આવો આવશે નહી વાત કહુછુ સાચી
ગુણવંતને ગંભીર છો શાણાં અને સમજુ છો
વીદ્યામાં છો વીદ્વાન ને વલી કામના ગરજુ છો લાલ
પ્રિતીમાં પૂરણ પ્યાર રાખી કીર્તી તમે વખણાવો છો
સજ્જનના સદ લક્ષણો સારી રીતે જણાવો છો.
મહા શુદ પાંચમને વલી ગુરૂવાર છે ઉત્તમ દીવસ
પ્રિતે કરી પધારજો મંગાવજો જોઈતી જણસ. લાલ
આ શુભ કાર્યમાં મને ઉમંગ થાએ બહુ અતી
ભુલ ચુક કરજો માફ ને કરજો તમે સુકૃત મતી.
પ્રભુ પાસે માગીને કરૂછુ નીશદીન તમ વીનતી.
જોઈતી જણશ હુ મોકલીશ મંગાવજો તમે કીમતી
લાલ.

ને તમે ધનપાળશા ને હને મારા જેશી કૃષ્ણ કહેજો.

કારણ કે એને મારે ત્યાં કોરી જમવામાં બાકી શાખી નથી ને એક મહીનાં ઘરનાં નાત જમે છે ને વળી જાત જાતના શાક ને વળી પકવાન રોજ'દા નવી નવી મીઠાઈની નાતો જમાડે છે ધન્ય છે તમોને વળી જ્ઞાતીના માણસો જગી જમીને થાકી ગયા છે, તે તારી આખી ઉમરમાં આજે પઈસો ખરચે તેમાં શી નવાઈ અને નાતની અંદર પણ સારી કીર્તી મેળવી. ને જોશી મહારાજ તમે પણ એના સલાહકારક સારા ને વળી દામજીના ગુરૂ, પછી તમો એને સલાહ સારી આપો તેમાં શી નવાઈ ! માટે બેટા શઠદાસ તારી માતુશ્રીને ઓરડા માંથી બોલાવ કારણ કે આજે ઘણા દીવસે આપણે શાસ્ત્રી મહારાજ પધાર્યા છે માટે તારી માને પણ કહે કે કબાટની અંદર એક રૂપીઆની ઠેલી પડી છે તે લેતી આવજે કારણ કે મારે ત્યાં શાસ્ત્રી મહારાજ ક્યાંથી !

**શઠદાસ**—બાપુ મારી બા આવેછે ને કબાટમાંથી એક થેલી રૂપીઆની લાવેછે.

**લાલદાસ**—આપણા શાસ્ત્રી મહારાજને આપો કારણ કે મારા મીત્ર દામાજી તેમના સલાહકારક ગુરૂ કહેવાય માટે આપણે એને આવકાર સત્કાર કરવો ને સારી રીતે વરતવું જોઈએ એ આપણે બારણે ક્યાંથી.

**શાસ્ત્રી-શેઠજી** હું રજા લઊંછું ને તમે વેલા પધારજો ને અમારા જેવું કામ કાજ હોય તે ફરમાવજો એમ કહીને

રજા લે છે તે જાયછે.

**અમદમીઆ**– શેઠજી શાસ્ત્રી મહારાજ આવ્યા જાણે ઉદ્ય
રાણીની લીઠે સોનાં મોહોર જેવી

**ધનપાલસા**– પધારો શાસ્ત્રી મહરાજ કેમ કંકોતરી આવી
નેશેઠ ખુશી માંછે ને તમને કંકોતરી ની દક્ષણા
શારી આપી તેથી હું બહું ખુસીથાઉંછું આપેંએમા
શીનવાઇ એ દામાજીનો દોસ્તદાર ને તમે દામાજીના
સલાહ કારક ગુરૂ માટે તમોને ઈનામ સારી રીતે
આપે તેમા શીન વાઇ

**શાસ્ત્રી**—એતો સૃધા પરમાણે આપે આપણે કાંઈ જોર જુલ
મથી લઇ એ છીએ આપે તેની વડાઇ નીકર અમે
કીયાં કમાવા જવા નાહતઃ અમારા બાપ દાદા આ
જ કરતા આવ્યાછે, ને તેમા ગુજરાન ચલાવી એ છી
ને શેઠ અમારા સીધાની જોગવઇ કરી આપો કારણ
કે તમારી પાશે અમે માગી એ ને અમારા વીદીયા
રથી ઓ એ કહયુ છે કે શાસ્ત્રી મહારાજ લાડુ નુ
કરતા આવજો ભુલતા નહી અમને સીધા અપાવો

**ધનશાલશા**—તમારે સીધા જેટલા જોઇએ તેટલા લઇ જાવ
તેમાં સરમાતા નહી ને સરમાસો તો કરમાશો
સીધા ખુશીથી લઇ જાવ.

**લલીતા**—શાના સીધા જોઇએ છે કહો.

દુધપાક લાડુ ને શાક ધરે જઇને કરીએ પાક
આશીશ દઇએ અપાર ખુશી રહો અમ સરદાર

લાડુ ઉતરે ગટાગટ દુધપાક ખાઉ સટાસટ. ૧ દુધ
નવ જાતના કરૂં શાક પતવાલીને પહેરાવું વાંક;
વેદની ચાલે ત્યાં ધુંન શેદને ખોએ ખોએ પુન
જમીએ અમે જુવો ત્યાં કણી આપુ હું નહી કયાં ૨ દુધ
એવો અમારો છે ચાલ ખઇને થઇએ બેહાલ
સંકલ્પ મુકાવુ ત્યાં પહોંચે વૈકુંઠમાં જ્યાં
પઇસો લઇએ અમે એક એવો બ્રાહ્મણનોછે ટેક ૩દુધ
પેલા વીદ્યાર્થીઓ હવે મો મકલાવે હાથ હલાવે

**વીધ્યાર્થી**—વાહ ગુરૂજી વાહ, વાહ ગુરૂજી વાહ.
નોંતરૂ આવે હમારે ઘેર ઘરમાં થાએ લીલાલહેર ૪દુધ
ભટાણી આપે આશીશ ચુલાને નમાવે હરઘડી શીશ
સેઠે આપ્યા શીધા સોળ તમારા પુરા, થાઓ કોડ.

**લલીતા**—વાહ શાસ્ત્રી મહારાજ તમારા લડ્ડુ ખાવામાં કાંઇ ખામી નહી. આ તમારો લાડુનો મહીમા સાંભલી મારૂ મન બહુ ખુશ થાયછે તમારે જ્યારે લાડુ ખાવાનુ મન થાય કે મારે ત્યાં આવીને સીધા લઇ જવાં પછી શું. તમારે લાડુ ખાવા ને અમારે ખવડાવવા માટે સીધા લઇ જઇ ખુશીથી રસોઈ બનાવો ને ઘટે તે સામાન લઇ જજો.

**શા. વી.**– જય થાવ બા જય થાંવ એવી હમારી બ્રાહ્મણો ની આશીસ છે.

**વનપાલકા**– મહારાજ જમીને વહેલા પધારજો કારંણુ કે આ

જે બેનના લગ્ન છે માટે તમારૂં સાહીત્ય તમારી પાસે રાખજો ને, પછી ઉઠાઉઠ ન થાય માટે ભુલસો નહી, આપણે જે કામ કરવાનુ હો તે સંભાળી લેવું.

**શાસ્ત્રી**—હુ જમી કરીને આવીશ. માટે હમારા તરફની ફીકર છોડી દો.

**દામાજી**-આજે મારા દોસ્તદારને ત્યાં ઘણે દીવસે પુત્રના લગ્ન છે ને હજી સુધી હુ ગયો નથી માટે મારા જેવો મુરખ કોણ જે માણસ આપનુ સારૂ કરેલો હોય ને તેના સારા અથવા મહાં પ્રસંગે હાજર ન રહીએ તો ઠીક નહી ને આપણા જેવો નીમક હરામ નહી ને દોસ્તદાર તથા બીજાનુ પણ એવું ઇચ્છવુ જોઇએ કે એનુ હમેશાં સારૂ થાવ એવુ આપણે માગવુ જોઇએ, તો આપણો પંઢરપુર વાલો વીઠ્ઠલનાથજી સારૂ કરે. માટે મન ખોટા ખોટા વીચાર ન કર, ચાલ હવે લુગડાં પહેરી લઉ ને પરમાત્માં પાસે એવુ માંગુ કે દરરોજ એને ઘેર એવા પ્રસંગ આવે એવુ ચહાવુ જોઇએ.

**લાલદાસ**-મારો મીત્ર દામાજી હજી સુધી આવ્યો કેમ નહી એ કેમ આપણી શાથે આવી રીતે વર્તે છે એના મનની ખબર મને કાંઇ પડતી નથી. એવો વીચાર કરેછે ને બહાર દીવાનખાનાની બારી આગળ જુવેછે, ના જીવ પેલો આવેછે. બસ એની મને ફી

કર થયા કરતી હતી. એટલામાં દામાજી ઉપર
આવેછે. કેમ ભાઇ દામાજી તું આટલો બધો મો
ડો આવ્યો. તુ જાણુતો હતો કે આજે લગ્ન છે ને
વળી વરઘોડો નીકળવાનો છે માટે તુ આવ્યો
હવે મારી ફીકર જતી રહી કારણ કે વીધ્યા અ
ભ્યાસ ઘણો વધી ગયો ને તેને આજકાલ સારી
નોકરી મળશે એમ ધારીને આવતો નથી વાહ !
નારી આ સારી રીત કહેવાય.

દામાજી-તમે જે શબ્દ કહયાં તેને હું લાયક નથી કારણ કે
જે જે તમે મને ઉપકારો કરેલા છે તેનો બદલો
મારાથી વલી શકે એમ નથી.

લાલદાસ—બેસો ત્યારે ભાઇ શઠદાસને લુગડાં ને દાગીના
પહેરાવો ને હું નીચે ગાડી ઘોડાઓ આવેલા છે
તે બરાબર ગોઠવું છું કારણ કે ભાઇનો વરઘોડો
સારો કાઢવો છે માટે તમે જલદી પહેરાવજો ને
ભાઇને નીચે સાચવીને લાવજો કારણ કે ભાઇનુ
ઠેકાણું નહી. તમે એની તબીએત જાણોછો માટે
ભુલતા નહી.

દામાજી- ભાઇ શઠદાસ આજ તારા લગન છે માટે તુ ડાયો
થઇને આડા અવળા ચાલા કરતો નહી ને આ
દાગીના પહેરાવુ છું તે સાચવીને રાખવાનાછે કાર
ણ કે આ દાગીના હજારો રૂપીઆના કહેવાય
અને લુગડાંને ડાગા લગાડતો નથી.

**શઠદાસ**– આટલો બધો ભાર મારાથી ઉચકાશે નહી કારણ કે માથા ઊપર પાઘડી ને ઝભો ને વલી દાગીના ડોકમાં પહેરવાના ને વળી કપાળમાં ગાજરીઓ ને વલી વરરાજા થઇને બેસવુ એ મને ગમતુ નથી

**દામાજી**–ભાઇ તું જોયા કર હું લુગડા ને દાગીના પહેરાવુ પછી અરીશામાં જોજે કેવો રૂપાલો લાગીશ ને પાછો ઘોડા ઉપર બેશીશ તારે તને બધા શાબાશ શાબાશ કરશે ને બધા પછવાડી બધા શેઠીઆઓ આવશે ને તે તારી પછવાડી ચાલશે માટે એતો સારૂ લાગે ને હું તારી સાથે રહીશ ને હુ કહું તે પ્રમાણે કરજે ને અમે તારી પાસે નોકર તરી કે રહીશું.

**શઠદાસ**– લો તારે લુગડા ને દાગીના પહેરાવો પણ મને પર સેવો થશે તો લુગડાં કાઢી નાંખીશ .

**દામાજી**– લુગડા કાઢી ન નંખાય એક પંખાવાલો તારી પાસે રાખશુ પછી કેમ તારે કાંઇ બાબતની હરકત રાખવી નહી.

**લાલદાસ**–લુગડાં પહેરાવ્યા હોયતો નીચે લાવો ને જલદી ઘોડા ઉપર બેસાડીએ ને અગાડી ઘોડાઓ તથા વાજા વીગેરે ચાલતાં થયાછે. માટે જલદી લાવો.

**દામાજી**–ભાઇ ચાલો ને હું જેમ કહું તે પ્રમાણે ઘોડા ઉપર બેસજે એમ કહીને નીચે જાયછે લાલદાસને દામાજી બે થઇને ઘોડા ઉપર બેસાડે છે ને વરઘોડો

નીકલે છે.

**ધનપાલશા**—આતો વરઘોડો આવેછે માટે અમદમીયા કશ નાઇ હજામ પાસે સળગાવી ને પછી ઓળાય નહી એવો બંદોબસ્ત રખાવજે.

**અમદમીઆ**—તમારે કાંઇ ફીકર કરવી નહી.

**ધનપાલશા**—સેઠ લાલદાસ સરવે સદગ્રહસ્થો આ વરઘોડા શાથે આવેલા છે તેઓને જેમ બેસાડવા ઘટે તેમ બેસાડજો કારણ કે કોઇનું અપમાન થાય તો પછી તમારૂ અપમાન કહેવાય માટે એ કામ તમને સોંપુંછું કારણ કે હું બ્રાહ્મણ પાસે બેશુ છું કે શાસ્ત્રી મહારાજ હવે મારૂ કામ છે.

**શાસ્ત્રી**- હવે તમે મારી પાસે બેશો કારણકે હવે તમારે બેશવાનુછે ને હવે વહુનો સામો કન્યાં પધરાવશે અને પછી બ્રાહ્મણ વેદ બોલેછે અને હસ્ત મેલાપ કરાવેછે

**સઠદાસ**- ઓ મારી માવડી આટલો બધો મારો હાથ શાંમાટે ડાબેછે નાં મારેતો પરણવુ નથી કારણકે આતો હાથ ડાબેછે ને ચુંટી દેછે ખબરદાર જો ચુટી દીધીતો મારા બાપને કહી દઇશ અરર આ ચુંટી દેછે જાણે આતો વીંછી કરડો ભુલ્યો મારી માવડી માગ જે ગુનો થયો હોયતે માફ કર હું તમારા ગુનામાં કાંઇ નથી આવ્યો નેતું મુંને સાને આટલી બધી સાને પજવેછે હું જાણુતો હોતતો તારી સામુ બેશત નહી

**લાલદાસ**—આંખના ડોળા કાડી કહેછે કે ગડબડ ના કર કંઈ સમજતો નથી હમણા તુને અમારી જોડે બેસાડીશ નકામો બુમો પડતો નહી તારી પાશે અમે કેવા બેઠા છીએ કેમ સાસ્ત્રી મહારાજ હવે કોઠ વાર લાગવ ની નથી

**દામાજી**—વાહ સહદાસ તુતો ઘણો હોંશીઆર થઇ ગયો શાબા શછે અમે જાણતા હતા કે ભાઇ ઠીક બેસશે કે એ અમને ઘણી ચીંતા હતી ને આવે વખત થઇ ગયોછે શાસ્ત્રી મહારાજ કેમ કેટલી વારછે.

**શાસ્ત્રી**—વાર નથી હમણાં તમારી પાશે બેશાડીએ છીએ.

**ધનપાલશા**—આજે હવે લગનનો દીવસ વીતી ગયો ને કાલે રાતના બેઠક કાવી છે માટે મારે નાચ ને ત્યાર પછી હરી કીરતન કરાવુછે તેને માટે મે હરદાસ સાથે બંદોબસ્ત કરી લીધો તે પણ આવશે ને આ ખીરાત બેઠક સારી લાગસે ને આપણા શહેરના પંઢરપુરમાં બાદશાહછે તેમને પણ પધરાવશુ તો આખી સભા સારી દેખાસે.

**ચંદનગવરી**—માતાજી મુને આવા પતી સાથે લગન કરાવ્યું મારો જન્મારો રદ ગયો કારણકે મુરખ પતી સાથે પરમાત્માએ સાને પાનું પાડયુ આતો જાણે કે દુધ ની અંદર ઝેર ન રેડયુ હોય હુ જેવી ભણેલીછું તેવો પતી ભણેલો જોઇએ ને મુને આવા સાથે પ રણાવી સંસાર રૂપી સમુદ્રમાં મારેતો અવતાર

ડુબાડી મુને જન્મ આપ્યો તે વખતે ગોરથુથીને બદલે મારી કેમ ન નાંખી મુને પેલા કાન્તીલાલ ના શબ્દ આવે યાદ આવ્યા કેતો હતો કે તુને પર ણાવવાના છે.

**લલીતા–** બેન તારા કીસ્મતમ. જેવુ લખેલું તે પ્રમાણે તારૂ થયુછે માટે અમારો વાંક જરાએ નથી ને વીધાત્રા નો નથી આતો પુર્વના સંસ્કાર પ્રમાણે થાયછે જો તેં પુરવે સારૂ કરયુ હોયતો આ ભવ સારૂ થાય ને પુર્વે સારૂ ન કરયુ હોયતો આ ભવમાં તારૂ સારૂ કયાંથી થાય આપણે માથે ગમે તેવો પતી હોય તેની શેવા પુંજા કરવી એ આપણો ધર્મછે શોભાગ્ય સ્ત્રીને ને જે રાંડેલી સ્ત્રીછે તેને કોઇ પણ પર પુરૂષની સેવા ચાકરી કરવી નહી એ સાક્ષાત પર માત્માના નામની માળા જપવી ને પોતાના ઘરમાં મંડીર સેવા હોય ત્યાં પુજા કરવી ને ઇશ્વર ભક્તી કરવી એવો આપણો સ્ત્રીનો ધર્મછે જો એક વાત કહુ તે સાંભળ.

---

નર્મદા નદીના કીનારા ઉપર ધણા રૂષીઓ અગાઉ તપ અને હજારો સાધનાના ઝંડાઓ પડી રહેતા હતા ત્યાં તેઓના આસપાસ એક ગામડુ હતુ. ત્યાં તે ગામડામાંના રાજાને બે છોકરી હતી તેઓને એક સમયે એ રાજા ખુશીમાં હતો તેવા

માં તેને કહયું કે મારી વહાલી છોકરીઓ તમે આપ કર્મી
કે બાપ કર્મી તેમાં એક કહે કે હું આપ કર્મી ને બીજી કહે
કે બાપ કર્મી ત્યારે પહેલીને તેના પીતાશ્રીએ કહયું કે તુ
આપકર્મી છુ. તો હું તને એક વર પરણાવુ અને ત્યાર પછી
આપ કર્મીને એક રગતીઆ અને કોડવાલો પતી પરણાવ્યો
ને બીજી બાપ કર્મી કહેતી હતી તેને સારો પતી રોગ વગર
નો પરણાવ્યો ત્યારે પેલી આપ કર્મી કહે કે મારા પિતાશ્રી
એ મારી ઉપર જુલમ બહુ ગુજારયો ને મારી બેનને સારો
ભણેલો ગણેલો પતી પરણાવ્યો ને એમાં મારા પીતાશ્રીનો
વાંક નહી. પણ મારા કરમનો વાંક એમાં કોઇને દોષ દેવાનો
નથી, કીશમત પ્રમાણે સરવે જણશ મળી આવેછે પછી એમ
વીચાર કરી પોતાના મનમાં એવુ ઉઠયુ કે મારો પતી રગત
પીત ને કોઢવાલો છે તો તેને આવા નર્મદા નદીના કીનારે
આવેલા સ્થળો યાત્રા જેવા કહેવાય છે તે જગ્યાએ મારા પતી
ને નવડાવીશ ને એવા પતીની સેવા ચાકરી કરીશ બીજુ મારે
કાંઇ ન કરવુ એમ ધારી પોતાના પિતાને કહે છે કે પિતાશ્રી
જે આપે મને જે પતી પરણાવ્યો છે તે રગતપીતવાલો કોડી
ઓ છે તેને માટે મારે કાંઇ હરકત નથી પરંતુ મારે તમારી
પાસે વીનતી કરવાની છે તે સાંભળો.— મારી ઇચ્છા એવીછે
કે મારા પતીને એક સારો કંડીઓ લઇ તેના અંદર રુના ત
કીઆ ભરીને અંદર રૂ નાંખી પછી મારા પતીને અંદર બે
સાડીને તે કરંડીઓ માથે લઇને નરમદાના કીનાંરાના
દરેક યાત્રાઓ કરવા જેવા સ્થળમાં ત્યાં નવડાવીશ ને

એવી રીતે મારા પતી ની શેવા કરીશ માટે મુને યાત્રા કરવા
ની મુને રજા આપે તો હુ જાઉં ત્યારે તેને પીતાશ્રી કહેખુશી થી
જા અને યાત્રા કરવાની મારી કાંઇના નથી પછી પેલી આપ કર્મી
પોતાના બાપના કહેવા થી યાત્રા કરવા નીકલી પડી ને પછી પોતા
ના પતીને કડીઆ માથી કાડી રગતપીત વાળાને નવડાવી નેએવી
રીતે પોતાં ના પતીની સેવા ચાકરી કરતી હતી પછી એક દહાડો
એવુ બન્યુ કે પોતાના રગતપીત વાલા પતીને લઇ એક ગામમાં
થી જતી હતી તેમાં એક ગુનેગાર તપસ્વીને શુળી ઉપર ચ
ડાવ્યો હતો તે તપસ્વી પોતાના યોગને બળેથી શુળી ઉપર ચ
ડીને બેઠો હતો ને શુળાથી તેનો બીજો ભાઇ દુર બેશી રહયો
હતો. ત્યાં પેલી આપ કર્મી છોકરી પોતાના પતીનો માથે કંડી
આ લઇને જતી હતી તે જતાં જતાં પેલી શુળીને જરાક ક
ડીઆનો આચકો લાગ્યો એટલે પેલો આગે બેઠેલો ભાઇ કહે
કે જોતી નથી મારો ભાઇ શુળી ઉપર ચડેલો છે ને તુ એક
દમ પોતાંના ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલી જાયછે ને જોતી નથી
માટે હુ શ્રાપ દઉંછુ કે તારો પતી કાલે સુરજ ઉગશે કે ત
રત મરણુ પામસે પેલીએ એવુ સાંભલ્યુ કે તરત બોલી ઉઠી
કે જ્યારે મારો પતી સુર્યનારાએણ ઉગતા મરણ પામે. પછી
સ્ત્રીએ ત્રણ અંજલી પાણીની ભરીને છાંટીને કહયુ કે હે
સુર્ય નારાએણ જો મારા પતીની સેવામાં હું કાંઇ ભુલી હોય
તો ને મારાં પતીવૃતમાં ભંગ હોયતો શુર્ય નારાએણ ઉગજે
નહીતો ઉગતો નહી એવી રીતે સંધ્યા વખતે સુર્ય નારાએણને
કહયું પેલી સતી સ્ત્રીના કહેવાથી સુર્યનારાએણ ઉદય થયા

નહી ત્યારે ત્યાં આગળ રૂશીઓ રહેતા હતા તે વીચારમાં પ
ડ્યાં ને બોલવા લાગ્યા કે આ તે અજબની વાત કારણ કે
જ્યારે જોઈએ ત્યારે રાત આનું શું કારણ કાંઇ કહેવાતુ
નથી પછી પેલા રૂશીએ ધ્યાન ધરીને જોયું કે આતો સતી
સ્ત્રી છે ને એને અંજની છાંટીછે તેથી કરીને સુર્ય નારાએણ
અસ્ત થયાછે માટે આપણે કાંઈ ઉપાય લેવો જોઇએ કારણ
કે આપનાથી સંધ્યા ને સુર્યનારાએણને અર્ઘ આપવાના તે
નથી અપાતા માટે આપણે અહીઆથી થોડેક અનસોયા મા
તાનુ સ્થાનક છે ત્યાં જઇ આપણે પ્રાર્થના કરીએ તો આપણુ
કામ થાય નહીતો આપણે બહુ પાપમાં પડીએ છીએ એમ
કરીને સરવે રૂશીઓ અનસોયા માતાના આશ્રમ આગળ આ
વીને પ્રાર્થના કરવા મંડી ગયા ત્યારે તેમને કહ્યું કે તમે ફી
કર ન કરો જેણે સુર્યનારાએણ ઉગતા બંધ કરયા છે તે હું
જાણું છું માટે તમે તે રગતપીતવાલાની સતી સ્ત્રી નર્મદા ઉ
પર એના પતીને સ્નાન કરાવે છે ત્યાં તમો બધા જાવ ને હુ
ત્યાં આવું છું ને પ્રભુ કરશે તો સરવેનુ સંકટ મટી જશે ને
વળી આખા જગતમાં લોકો બહુ પોકાર કરેછે કારણ કે આ
સ્રુષ્ટીના કરનારે આવુ શું કરયું તે કોઇને ખબર પડતી નથી
એવી રીતે સરવ પ્રાર્થના કરી રહયા છે ને વલી એમ પણ
વીચાર કરેછે કે આપણુ શું થશે આતો દુનીઆમાં બહુજ
જુલમ થયો એમ કહેવાય માટે તમે જાવ ત્યાર પછી જગત
જનુની માતા અનસોયા ત્યાં આવેછે ને કહેછે કે હે સતી સ્ત્રી

તે આ શું કરયુ ને તેં બહુ જુલમ ગુજારયો માટે તારે જે કહેવુ હોય તે ખુશીથી કહે કારણ કે પ્રભુ સઉંનું સારૂ કરેછે ને અદલ ઇનસાફ આપેછે કારણ કે પરમેસ્વરને આખા દુની આની ફીકર છે ને એતો હાથીને હારો ને કીડીને કણ આપે છે ને સરવે સુખી રાખેછે ત્યારે પેલી કહે કે જગ્ત જનુંની મમાયા મને એક તપસ્વીએ મારા પતીને એક એવો શ્રાપ દીધો છે કે તારો પતી સુર્ય નારાએણ ઉગે કે તરત મરણ પામે માટે મે સુંર્ય નારાએણને કહયુ કે તુ ઉગતો નહી, ને જો મારા પતીવ્રતામાં ખામી હોય ને મારા પતીની સેવા બરાબર ન કરતી હોય તો તુ ઉગજે માટે મારે આ દુખ આવી પડયુ છે માટે આપ ન્યાય કરો ત્યારે અનસોયા માતા બોલ્યા કે તુ બધી ફીકર છોડી દે સરવે સારા વાના થશે માટે તુ સુર્ય નારાયણને ઉગવાની રજા આપ ત્યારે પેલી બોલી કે સુર્ય નારાએણ ઉગે ને મારો પતી મરણ ન પામે એવુ કરજો એવી રીતે પોતે અનસોયા માતાને કહીને રજા આપે છે એટલે સુર્ય નારાએણ ઉગેછે ને પેલો રગતપીતવાલો મરણ પામે છે તે જોઇ પેલી સતી સ્ત્રી કહે કે આતો બહુ કેર વરતાવ્યો માટે અમને ન્યાય બરોબર મલ્યો નહી. તમે અમારૂ સારૂં ઇછિયુ નહી. ત્યારે અનસોયા માતા કહે કે હું હમણાં તારો પતી સજીવન કરાવુ છુ પછી એમ કહી તમામ રૂષીઓને ભેગા કરી તમામને કહ્યુ કે તંમે તમારા અંગુઠા ધોઇને એક વાશણમાં પાણી લેવડાવી પછી તેને કહ્યું કે આ તારા પતી ને આચમન કરાવ કારણ કે પરમેસ્વર કરશે તો સારૂ થશે

પછી પેલી સ્ત્રી જરાક પાણી લઈ પોતાના પતીના મોમાં પાણી રેડયું કે તરત બેઠો થયો ત્યાર પછી પેલા રૂષીઓ પોત પોતાના આશ્રમમાં જતા રહયાં અને પેલા રગત પીત વાલાને જીવતો જોઇ બહુજ આનંદ પામીને અનસોયા માતા ને કહયું જે આ મારો પતી રગતપીતવાલો છે તે કયારે મટશે, ત્યારે માતાએ કહયું કે અહીઆથી થોડેક દુર તળાવ છે તેમાં નવડાવજે એટલે તારો પતી રગતપીતવાલો છે તે મટીને સારી હાલતમાં આવશે એમ કહી અનસોયા માતા ચાલતા થયા ને પોતાના સ્થાનકપર આવ્યા ને પેલી સ્ત્રી પોતાના પતી ને લઈને જે તળાવ બતાવ્યુ હતુ તે તળાવપર લઇ ગઇ ને નવડાવ્યો કે તરંત રગતપીતવાલો મટી ગયો કે તરત તે પતી-ની શાથે લઇ પોતે પોતાના બાપ પાસે આવીને કહયું કે કેમ હું આપ કર્મી ખરી કે નહી. ત્યારે પેલો બોલ્યો કે સહુ સહુના કીશમત પ્રમાણે થાય એમ જાણી પેલી આપ કર્મી વાલીને પોતાની રાજગાદી આપી ઈશ્વર સ્મરણ કરવા નીકળી પડયો તે વખતે છ મહીનાની રાત હતી ને સુરય ઊદય થયો નહોતો તે વખતે શ્રી કૃષ્ણ પરમાત્માએ વૈકુંઠમાં રાસ લીલા રમ્યા હતા માટે બહેન સતીના પ્રભાવથી બધુ સારૂ થાય છે માટે ધીરજના ફળ મીઠાંછે.



**જનપાળશા**—શેઠ લાલદાસ તમારો મીત્ર દામાજી ઘણોચાલાક ને વળી મારા સાંભલવામાં આવેછે કે એને અભ્યા

આ સારો કર્યો છે ને વીધ્વાન માણુસછે ને હુ ધારૂ છુ કે એ આગળ બહુ વધશે કારણ કે પુત્રના લક્ષણ પારણામાંથી માલમ પડે તેથી કરીને મને એનો સહવાસ થોડો થયોછે તમને તો ઘણા વખત નો ચાલ્યો આવેછે તેથી તમે પણ જાણતા હસો કે માણુસ લાયકછે.

**લાલદાસ**—સેઠ ધનપાલશા એતો ઘણો લાયકછે પરંતુ આજે વાડ વના વેલો ચડતો નથી માટે બાદશાહ સાહેબ ને આપ ભલામણ કરો તો આંવા માણુસનું કામ થાય એવી મારી આપને વીનંતી છે કોઇ આપણુ ને ચાહતો હોય તો એનુ આપને સારૂ કરવુ માંટે મારી ભલામણ તમને એટલાછે કહેવતછે કે ભાઇ મરે તારે બેન કુટવામાં બાકી તો ન રાખે માટે એ કામ કરવાને ભુલસો નહી.

**ધનપાળસા**—આજે આપને ત્યાં બાદશાહ પધારસે તેની હુ નક્કી ભલમાણ કરીશ ને તે વખતે યાદ ન આવે તો તમે યાદ દેવરાવા રેજો. કારણ કે મારો ભુલકણો સ્વભાવ છે.

**અમદમીઆ**—શેઠજી પંદરપૂરકા ધણી આતાહે માટે તુમેરેકુ જાના ચઇએ નહીતો આપકી મરજી.

**ધનપાલશા**—અભી જાતા હું એતો બાદશાહ સારી રીતે મેરેકુ પીછાનતે હે ધનપાળાશા શેઠને ત્યાં લગ્નછે ને હુ સઘળી ભલામણ કરી આવ્યો છુ માટે કુછ

ફીકર નહી શાંભળો અમે વાણીઆ ભાઇ એક કામમાં એકામ કરીએ.

**બાદશાહ**—વાહ શેઠજી ધનપાળશા આપે મંડપની રચના અચ્છી તરેહસે બનાવી છે ને રોશની પણ બોત તારીફસે બનાઈ હે તુમને બોત હમારેપે તકલીફ લીઈ હે તુમ બોત જુના જમાનેકા માણસ હે ઈસ લીયે તુમેરે ઘર કોઇ ચીજ થોડી તીકુબે નહી.

**લાલદાસ**—આપણા દામાજીની ભલામણ કરવા મે આપને કહ્યું છે માટે હવે વખત ઠીક આવ્યો છે ને ગયો વખત ફરી ફરીને નહી આવે વખતે બાદશાહને દામાજીની ભલામણ કરાવી આપોતો ઘણું સારૂ કેમકે એને રસ્તે ચડાવવો તેમાં આપણું સારૂ કહેવાય ને એનો અભ્યાસ પણ સારો છે વીદવાંન માણસ છે મે આપણે જો ન કરીએ તો એને બીજો વશીલો નથી, માટે આપણે કહેવુ જોઇએ.

**ધનપાલશા**—તમે એની ફીકર કરો નહી મારો દાવ આવશે એટલે હું ભુલવાનો નથી તમારા કરતા મને બહુ ફીકર છે, અને એ લાયક માણસ છે ને તમારો પરમ સ્નેહી છે વાસ્તે મારી બનતી મહેનતથી આ દામાજીને નોકરી અપાવીશ ને મારૂ કહ્યુ માનશે કારણ કે આપણા ગામનો બાદશાહ ઘણાજ ઉદાર જીવનો છે ને પ્રજાને અદલ ઈનશાફ આપે

છે ને બહુ ભલો આપણા શહેરનો સરદાર છે. માટે લાલદાસ કાંઇ ફીકર કરો નહી એને હુ ભલામણ કરછું પણ મને તમે સંભાળી આપ્યું તે ઘણું સારૂ કરયુ નહીતો હું ભુલી જાત તમે મને ઠીક યાદ દેવડાવ્યું ને તમને જે જે વખતો યાદ કર વાની તે બરોબર યાદ રહેછે.

**લાલદાસ**—તમે કહયું હતુ કે બાદશાહ સાહેબ એકક વખતે પધારે તે વખતે મને ઇશારત કરજે ભુલતો નહી માટે હું કેમ ભુલી જાઉ એ કામની તો આપણને ઘણીજ કાળજી ને બીજી વાંત ભુલી જવાય પણ દામાજી વાસ્તે હું કાંઇ પણ ભુલી ન જવાય કારણ કે એને નોકરી મળશે, કારણ કે વીદ વાંન માણસને આ ગામમાં નોકરી ન મલે તો તેનેં બીજા ગામમાં મળે કારણ કે વીદવાન માણુસ સરવે જગ્યાએ પોશાય છે ને દામાજીતો વીદ્યા અભ્યાસમા પુરો અને ચાલાક અનેઆ માણીકને• ભકતીમાં પણ એની લાગણી બહુ• માટે એમાણસને ઠેકાણે પાડીએતો આપણુ સારૂ થાય એમાણસને આપણને બ હું ચાહેછે માંટે આપણે એનું કામ કરવુ જોઇએ એ સજ્જન પુરૂષનુ કામછે કારણક કોઇ માંણસ આપણે વીશવાશે બેશા ર લો હોયતો એનું કામ આપણે બજાવવું એ આપણો ધર્મ છે. ખરાબ આપણે ઇછવુ નહી કારણ કે તેમાં આપણું સારૂ ન થાય માટે આપણા સ્નેહીની સંકટ વખતે આપણે એને મદદ કરવી જોઇએ.

**બાદશાહ** તમે આટલી બધી ગરબડ કેમ કરી મુકી છે માટે જે વાત મને કહેવી હોય તે કહો તમારે કાંઇ બીકી

સુ નહી જે કહેવુ હોય તે ગફલત ખાતા નહી ને ફરી ફરીને આવો વખત નહી આવે માટે ખુશીથી કહો મારી ધ્યાનમા આવશે તો હું હા કહીશ.

**ધનપાળશાહ**—અમારા વેવાહીનો પરમ સ્નેહી દામાજી કરીને એનો દોસ્તદાર છે તેની મને ભલામણ કરવાની કહીછે માટે વે વાત આપને મોઢે વીદીત કરૂણું, દામાજી ઘણો હોંશી આર માણુસ છે ને વીધ્યાભ્યાસમાં ઘણો ચાલાક છે ને વળી પ્રમાણીક માણુસ છે ને મારી ખાતરીનો માણુસ છે માટે એને આપ સાહેબ કોઈ નોકરી આપોતો ઘણુજ સારૂ

**બાહદરશાહ**—કોણ દામાજી એ ઘણો .પ્રમાણીક માણુસ એ ભાણુવાં ગણુવામાં કેવો છે. તે બાબત હું વાકેફગાર છું ને દર વખતે પરિક્ષામાં પાસ થાય છે ને એ અભ્યાસ કરવામાં ઘણો ચાલાક છે. માટે હું એને બેદરપુરાની નોકરી આજથી આ પુ છું ને એને મોટો કરભારી બેદરપુરાનો બનાવુછું ને એના પગાર બારમહીને ગોવીશે રૂપીઆ પગાર ને રાજ તરફથી એક દરવેશ સારો આપવામાં આવેછે તે હુ એને દરબાર માં બોલા વીશ તે વખતે તેને આપીશ

**ધનપાલશા**—વાહ સાહેબ વાહ અમારી ઉપર તમે બ હુ મેહેરબાની કરીછે આ તમારો ઉપકાર મારાથી કેમ ભુલાશે

**બાહદશાહ**—જે આદમી પ્રમાણીકપણુાથી નોકરી ને રા જનુ તથા પોતાની રઇયતનું સારૂ ઇછીને કામ કરે છે તેનુ ઘણુ સારૂ થાયછે ને કામમા પણ તે માણુસ વધેછે ને દેશો દેશમાં તેની કીર્તી સારી જણાય માટે મે આ નોકરી આપી છે તે

તમારા ભલામણથી હું પણ ધારૂં છું કે એ માણસ સારૂ કામ બજાવશે તેમ ધારી એને નોકરી આપુછું ને તમે આજ બેઠકની સારી યુકતી રાખીછે ને રાગ રંગ પણ સારા થાયછે તે જોઇ મારૂં દીલ બહું ખુસ થાયછે.

**ધનપાલશા**—દામાજી સરવેને હવે પાન સોપારી આપવા મંડી જાવ કારણ કે બાદશાહ સાહેબને બહુ વાર લાગી માટે એ કામ જલદીથી કરો.

**દામાજી**-હમણાં આપુછું એમ કરીને હાથમાં એક અતરદાની ને ફુલના હાર તથા કલગી આપવાં ગયા ને પછી પાનસોપારી આપી રહયા તે જોઈ ધનપાળશા પણ દામાજી ઊપર ખુશ થયા કે આવા માણસનુ કામ આપણે ઠીક કરયુ ને પછી બાદશાહ પોતાના દરબારમાં જાય છે ને ધનપાળશા બાદશાહને મુકવા જાયછે ને મુકીને આવેછે ત્યાર પછી હરી કીરતન થાયછે. તેમાં પરમાત્માનુ ભજન સાંભલા લોકો બહુ ખુશ થાયછે.

**લાલદાશ**—હવે અમને રજા આપો કારણકે હવે તમારે ત્યાં રોકાયા માટે હવે જે પ્રમાણે સર્વેને પેરામણી આવવા હોય તેપ્રમાણે આપો

**ધનપાળશાહ**—હમણા દઉછું એમ કરી સરવેને પેરામણી આપેછે નેસરવે વીદાય કરેછે નેપોતાની છેકરીને મોકલેછે કહેછે કેબેટા કાંઇ ફીકર કરવી નહી નેહું પાચ ૭ દીવસમાં તેડું કરાવી લઇશ

**ચંદનગૌરી**—પીતાશ્રી છોકરીછે તેપરણ્યા પછી પોતાને સાસરે રહે તેસારૂ કારણકે માબાપનુ હજારો પૈસાનું સુખ હોય અને પોતાને સાસરે ખાવાને ન હોયતો પોતાના સ્વામીની સેવા કરી જે ઘરમાં હોય તે ખાવુ કારણકે એ સતી સ્ત્રીઓના લક્ષણછે માટે તમારે વાસ્તે કાંઇ ફીકર કરવી નહી મારા સાસુ સસરા છે તે પણ હું માં બાપ તરીકે માનુછું

**લલીતા**—બેટા ચંદન ગવરી મે તને આજે તારા થીહું વીખુટી પડીછું કારણ કે મારી પાશે તેઆજ સુધી દીવસો કાઢયા ને તને મોકલતા મારૂ મન થતુ નથી પણ સસાર ની રૂઢી પ્રમાણે મોકલ્યા વગર છુટકો નહી

**ચંદનગવરી**—માતાજી છોકરી એ પોતાના માતા તથા પીતા નુસુખ ખુબ દીઠુ હોય પણ પોતાના સાસરી માં રહેવુ એ સારૂં કારણકે મારે મારા પતી એ પરમેશ્વર તુલ્ય અને એની સેવા કરીશ એમાંમુને ઘણુ પુન્યછે ને એ પ્રતી વ્રતા નો ધર્મછે મે ઘણાં પુસ્તકો આપણા ધર્મ ના વાંચ્યા પણ પતી ની સેવા કરવી અને સાસુ સસરા ના કીધા મુજબ કામ કરવુ ને સાસું સસરા ને મા બાપ તરીકે ગણવા ને એમને દુખી ન કરવા એ વહુ નો ધર્મછે તેથી કરીને આપણી જ્ઞાતી મા તથા પર જ્ઞાતી માં સારા કેહેવાય અને આપણી સારી કીર્તી રહે ને સ્ત્રીપોતાના પતી ની સેવા કરીનથી ને સાસુ સસરાની સેવા કરી નથી ને ઘણી સ્ત્રી ઓ દુખી થાયછે નેઘરમાં કંકાસ રહેછે ને આખરે ઘરમાં તેઓને ખાવા નથી મલતુ માટે એમને દુભાવા નહી

જો અટલી શીખામણ પ્રમાણે હુ ચાલીશ તો મને કોઈ બાબત માં દુખ નથી નીકર દુખના મોજા દેખુછું માટે મારી ફીકર કરતા નહી

---

**ધનપાલશા**—સરવે ભાઈઓ વેલા આવજો ને બોલ્યુ ચાલ્યુ માફ કરજો.

**દામાજી**—એમા બોલ્યુ ચાલ્યુ શું આપનો ઉપકાર તો હું અથવા મારો પરમ સ્નેહી ભુલનાર નથી એમ કરીને પોતાના વેવાઈ ને અરસ પરસ ભેટેછે ને સામ સામી રજા લેછે.

**લાલદાશ**—ભાઈ દામાજી તું કાલે બાદશાહના દરબાર માં જજે, અને એમ કહેતા હતા કે એમને પોશાક આપી બેદરપુરામાં મોકલીશ.

**દામાજી**—હું સવારના પહોરમાં જે વખતે દરબાર ભરાશે તે વખતે જઈશ ને પછી દરબારમાં જઈને આવીશ તારી પાશે તે બાબતમાં તુ ફીકર કરતો નહી (એમં કરીને દામાજી પોતાના ઘેર જવા રજા લેછે ને જાયછે.)

**કસ્તુર**—બેટા ચંદનગવરી આ તમારા દીવાનખાનામાંજજો

**ચંદનગવરી**—વારૂ માતુશ્રી એમ કરી પોતાના દીવાન ખાનામાં નદાયછે, તે દીવાનખાનું જુવેછે આતો એક વર્દમાન હોય એવુ મુને દીવાનખાનું લાગેછે દીવાનખાંનામાં રંગને રોગાનને ફરનાચરની શોભા શુ કહુ એતો જાણે મારા બાપે મંડપની રચના કરી હતી તેવીછે કહેવતછે કે જર ચાયશો કર

પણ હજુ મારા પ્રાણ પતી કેમ ન આવ્યા એને માટે મેં દુધ ઉનુનેઉનુ રાખ્યુછે પરંતુ એ મોઢા આવસે તો દુધ ઠરીજશે એટલા માં દીવાનખાનાના બારણા સામુ જુવેછે ને કહેછે. કેજો આ મારા પ્રાણ પતી આવેછે ને કહે છે કે મારા પ્રાણપતી અત્યાર સુધી ક્યાં હતા.

શઠદાસ- પ્રાણુપતી તુ કોને કહેછે ને એવા અઘરા શબ્દ બોલતી નહી એમાં મને સમજ પડતી નથી ને તારો પ્રાણ જેને આપ્યો હોય તેને તુ પ્રાણપતી કહે.

મદનગવરી—આતો કાંઇ મુરખ પતી જેવો લાગે છે પણ ખેર મારા પ્રાણનાથને એક દુધનો પ્યાલો ભરીને આપું નહી તો નકામુ દુધ પડી રહેશે.

શઠદાસ—મહારે તો કાંઈ દુધ પીવુ નથી.

મદનગવરી—હે જગ કર્તા પરમેસ્વર મને આવા પતી સાથે શાને પાનુ પડાવ્યું મે આવા પુરવે શુ પાપ કરેલાં છે કે બધી વાતે સખ ને એક ફકત પતીજ મને આવો મેળવ્યો કારણ કે સ્ત્રી છે તે ઘરની પ્રધાન તરીકે માનીએ કારણ કે પુરશ કમાઇને લાવે ને સ્ત્રી ઘર સબંધીમાં કર કસર કરીને બચાવ કરે માટે પતીની સ્ત્રી અરધાંગના ને શુખ દુખ વખતે ભાગ લેનારી. આતો પોતાની મરજીમાં આવે તેમ બોલેછે ને ઘડીકવાર અહીઆ બેસેછે ને ઘડીકમાં ક્રુમરને હાથ અડાડે છે ને ઘડીકવારમાં ચોપડીઓ લે છે ને મારી સાથે તો વાત ચીત કરતો નથી કેવી પરમાત્માની કમ મહેરબાની.

## ભુજંગી.

પતીરે અતી મંદ બુધ્ધી નો ભારી
સંસારમાં માહરી થઇ ખુવારી
કરે આળ પંપાળને મુર્ખ ચાળા
ગતી શી થશે માહરી મોરલીવાળા



મારા પ્રાણપતી હું તમને એક સુગંધીદાર અત્તરનુ પુમકુ આપુ તે જરાક સુંગો કારણ કે એ અતર સારી વાસ આપેછે ને મગજને પણ સારૂં પ્રફુલીત કરેછે ને આખા શરીરમાં બહેક બહેક થઈ રહે ને એ અતરના પુમડાની કીમત સાત રૂપીએ તોલો મલેછે ને બહુ ઊચામાં ઊચુ અતર છે,

**સઠદાસ**—બજ્યુ તારૂ અત્તર હુ મારી મોજમાં આવે તેમ કરૂ પણ લાવ જોઉ અતર કેવુછે એમ કરીને જુએછે ઓહો આતો જાણે તેલ જેવું લાગેછે પણ લાવ સાત રૂપીએ તોલો એમ કરી પોતે તે અતરનુ પુમકુ ખાઇ જાયછે.

**ચંદનગવરી**- તમે આશું કર્યું અતરનું પુમકુ આપ્યુ તે આપ ખાઇ ગયા હવે તમને મારે શું કહેવુ હવે કાંઇ બાકી ન રહી પ્રાણનાથ આપે અભ્યાસ ક્યાં શુધી કર્યોછે તે આપ કહો

**સઠદાસ**—અભ્યાશ એટલે શું અમારે અભ્યાસનુ શું આ ખાઇ પીને મોજ કરીએ તે અભ્યાસ ને વળી કોઇ વખ્તે પાટલા ઉપર ધુલ ભભરાવી હોયલો કોણ જાણે મારા બાપ પાસે પૈસો ટકો ખુબછે એટલે મારે કાંઇ ભણુવાની જરૂર નથી, બં

હાતો મોજમાં આવેતેમફરેહરે આપણે ભણીએતો ગામના છોક
રા ભીખ ન માગે માટે ભણીને શું કરવુ છે.

**ચંદનગવરી**—પતી મહારા સાંભલો મહારી વાત (૨)
પ્રેમ ગુથણી નો। પ્યાલો પાઇને કરો મને તમે શાંત
આલીંગન કરવાને આવો પતી મહારા નાથ
તમે પતી ને હું નારી તમારી તે જોડુ બન્યુ સગાથ
કલમ કદમ ને કેળના જેવી મુજ શરીરનો રંગ
એકવાર ચુમ્બન કરવાને લ્યોને તમે પ્રસંગ



**શંઠદાસ**—ગરબડ સડબડ કર નહી વાત તુતો મારીછે માત
ઝાઝી કરજે નહી વાત નહીતો મારીશ તુને લાત

**દોહરો.**

પ્રથમ પ્રીતી બાંધે નહી ને અણસમજુ છે નાથ
ગાંડો ને ગરજુ નહી એવા પતી મલ્યા મુજ નાથ

હે જગકર્તા પ્રભુ મારો જન્મારો કેમ જશે એ
મને જરા પણ ખબર પડતી નથી પણ જે થયુ છે તે કાંઇ
મટી જવાનુ નથી. કારણ કે આપણી નાતરીઆ નાત નથી.
હવે જે થવાનુ હશે તે થશે માટે મારા જ્ઞાતી અગર પરજ્ઞાતી
ના પુરૂસો જ્યારે પોતાની છોકરીનુ અથવા છોકરાનુ સગપણ
કરો તે વખતે વીચારીને કરજો નહી તો મારા જેવા હ.
સમજવા.

**કસ્તુર**—બેટા ચંદનગવરી દીવાન ખાંનામા આટલો બધો શોંવાટ સું માંડયોછે તેની કાંઇ ખબર પડતી નથી નેબહાર દર વાજા પર જાણે કોઇ રૂદન કરતુહોય એમ લાગેછે માટે આપ સ મજુ થઇને એવુ કરી બેશો તેબહુ ખોટું કારણ કે આગળ લાંબા દીવસો લેવાનાછે માટે આપ વીચાર કરો જેથયું છે તેકાંઇ મીથ્યા થવાનુંછે માટે વીચાર કરો ને શાંત થાવ

**સઠદાસ**—કસ્તુરબા કસ્તુરબા જુન્બાર નો દીવાન ખાંના માં ગયાં ત્યારની મુંને બેસવા દેતી નથી

**કસ્તુર**—આંખ ના દોળા કાઢી નેકહેછે હુ જાણુછુ એટલે સઠદાસ દીવાનખાનામાંથી પોબાર ગણેછે ને બહાર કસ્તુરઆવેછે. પોતાના પતી પાશે સરવે હકીકત કહેછે હવે કાંઇ ઇલાજ હોય તે કરો કારણકે આપણી હવે ઘણી અપવા ઉડશે પણ આપણી ચંદનગવરી ઘણુ સમજુછે એટલે આપણ ને કાંઇ શીકર નથી કારણ કે એ ખાનદાનુ છોકરૂછે ને એમ સમજેછે કે આપણે કોઇ ને વાતો કરીએ તો આપણા ઘર ની આબરૂ જાય માટે વી ચાર વંત વહુછે પણ કાંઇ દામાજી ની સલાહ લઇ ને એને સા રૂ થાય તેમ કરો

**લાલદાસ**—ચાલ હુ દામાજી પાસે જાઉંછું ને જે કહે શુ હશે તે પ્રમાણે કહીશ માટે તું ફીકર છોડી દેજે કીશમત માં લખ્યું હસે તેમ થશે.

**દામાજી**—આતો સામે રસ્તે આવેછે, એતો મારો પર મ સ્નેહી મીત્ર લાલદાસ, ને પછી બારીએથી બુમો પાડે છે આવો સેઠ લાલદાસ આવો તમે તો મારી ઉપર બહુજ પ્રેમ

સંજોગે તે જોઇને મારા અંતઃકરણમાં મને આનંદ ઉભરાઇ આવ્યા કરેછે લાલદાશને બેશવાને બીછાનુ પાથરીને બેશાડેછે.

દામાજી—આપણે અત્યારે આવવું પડ્યુ તેનુ શું કારણ જે તેને કરવાનુ હોય તેકહો

લાલદાશ—ભાઇ આપણા સઠદાશનો મગજ ફરેલો છે કોઇ સાધુસંત ઇલાજજાણતા હોયતો તુમને કહે કારણકે તારો સહવાસ સાધુ સંતમાં ઘણો માટે તે ચમત્કારી પુરૂષો કોણછે તેતુ સારી રીતે જાણતો હશે માટે તુમને કેહે નહીતો ભાઇના બુરા હવાલ નેમારા પણ બુરા હાલ કારણકે પરમેશ્વરે આપણને પૈસો ટકો ને ફકત આજ ખામી બીજી કશી નવાઈ માટે અમને રાતને દીવસ ઊંઘ આવતી નથી ને રોજ શેર શેર લોહી અમારા સરીર ઉપરથી શુકાઇ જાયછે માટે તુ એને જેમ ઇલાજ થાય તેમ કર ને પૈસા ખરચવા વાસ્તે તુબીતો નહી ને જેખર્ચ થશે તે આપીશ માટે મહેરબાની કરીને તારી બન્તી કોશીસથી આ કામ કરજે ભુલતો નહી.

દામાજી—ભાઇ લાલદાશ ત્હારે કાંઇ દુખી ન થાવુ ને સવારના પહોરમાં મારે ત્યાં મોકલજે પછી જેકરવુ હશે તેકરીશ પણઆતું વાત વીસરતો નહી આપણો પંઢરપુર વાળોવીઠલનાથજી સરવેનુ સારૂ કરેછે માટે સવારે પાતઃકાળમાં મોકલજે પછી લાલદાશ રજા લઈ જાયછે,

દામાજી—આપણા ભકત રાજ પાશે જાઉં એમ કરી પોતે લુગડાં પહેરીને ચંદ્રભાગા નદીના તીર આગળ આવીપેહલા ભકત રાજને નમસ્કાર કરી ભગતના આશ્રમમાં બેઠા નેપુછ્યું

કે કેમ ભાઇ આજ તારે ઘણા દીવસે અમારી પાસે આવવા નુ થયુ તે તુઅમને કહે ભાઇ મારા ભાઇનો છોકરો છે તેનો જરા મગજ ફરી ગયુછે માટે કાંઇ ઇલાજ હોયતે બતાવો

સુંદર ભક્ત—ભાઈ દામાજી તુ સવારના પહોરમાં ઉઠી વીઠલનુ શમરણુ કરી પછી ત્યાં ઘીનો દીવો કરી જે તારા દેવ સેવા ઠાકોરજી વીઠલનાથજીનુ નામ દેવરાવી એના ચરણા મ્રતનુ એક ચમચામાં જરાકપીશે એટલે એ છોકરો ડાહયો થસે માટે તુ ફીકર તજી દે ને એ પ્રમાણે કરજે ભુલતો નહી. ને ભાઇ બેદરપુરામાં અમલદારની જગ્યા બાદશાહ સાહેબે આપી તે અમારા સાંભલવામાં આવીછે તે ખરી વાત કે નહી.

કસ્તુર—ભાઇ અત્યારે તારા દામાજી કાકાને ત્યાં જઇ ને બેશજે ને કહેજ કે શુ કામછે એમ કહીને બેસજે.

શઠદાસ—વારૂ માતુશ્રી હુ જાઉં છુ ને દામાજી કાકા પાસે જઇશુ એમ કહીને જાયછે.

દામાજી—હજી સુધી ભાઇ શઠદાસ કેમ નથી આવ્યો હુ તો પ્રાતઃકાળમાં ઉઠી વાટ જોઇને બેઠોછું પરંતુ હજીપણુ આવ્યો નહી એમ વીચાર કરેછે. એટલામાં શઠદાસ આવે છે એટલે કહેછે કે ભાઇ તુ આવ્યો બેસ હુ તો તારી વાર જોઇ ને બેઠોછુ પછી વીઠલનાથજીની પુંજા કરેલી તેમાંથી એક ચ મચો ચરણામૃત આપીને કહયુ કે ભાઇ આ વીઠલનાથજીનુ નામ દઇ તું પી જજે.

શઠદાસ—વારૂ આપના કહેવા મુજબ હુ પી જઇશ એમ કહી વીઠલનાથજીનું નામ દઇ પી જાયછે કે તરત ભાઇ

ની કાન્તી ફરી જાયછે ને જાણે કોઈ ડાહયો માણસ બેઠો હો તેમ તે બેઠોછે ને કહેછે કે હવે જાઉંછું.

દામાજી- ભાઈ તુ આવજે અને તારા બાપને કહેજે કે અમારા દોસ્તદારને મોકલો.

શાઠદાસ-જતાવારમાં મોકલીશ તે બાબતની ફીકર તમે મુકી દેજો ને મારૂ મન પહેલા હતુ તે કરતાં મને પણ સારૂ લાગેછે.

લાલદાસ—કેમ ભાઇ આવ્યો

શાઠદાસ—હા પીતાશ્રી હુ આવ્યો ને તમારા પરમ સ્નેહી મીત્રએ તમને બોલાવ્યા છે માટે જજો.

લાલદાસ-ઠીક હું જઈશ.

ધનપાળશા-અમદમીઆ આજ આપણી ચંદનગવરીને તેડી લાવવી છે માટે તુ નીચે રહે અને હું આવુછુ એમ કહી શેઠ લુગડા પહેરીને નીચે ઉતરે છે ને લાલદાસના ઘેર આવેછે

લાલદાસ-કેમ શેઠજી જયશ્રીકૃષ્ણ.

ધનપાળશા-જયશ્રી કૃષ્ણ ખુશી તો ખરા, પછી કહે છે કે અમારી ચંદનગવરી છોકરીને મોકલો એને હુ તેડવા આવ્યો છુ.

લાલદાસ-ખુશીથી તેડી જાવ ને એની બેનપણીને પણ કાંઇ સાથે લાવ્યા છો.

ધનપાલશા-શેઠજી એની સખીઓની નાનપણથી તેઓની સાથે બેનપણા છે તે કહે કે હમે પણ આવશુ એટલે એને હું તેડવા આવ્યો છુ એટલી વાતો કરે છે એટલામાં

ચંદનગવરી બહાર આવેછે.

**ચંદનગવરી**-કોણ પીતાજી એમ કહીને ગભરાઈ ગઇ ને જરાક આંખમાં આંશુ આવ્યા ને પોતે ચતુર એટલે આંસુ લુછીને કેમ બેનો તમો આવ્યા હુ તમને જોઇને ખુશી થાઉછુ

**ધનપાલશા**-કેમ બેન જે કાંઈ દુખ હોય તે કહે કોઇએ તને ઠપકો આપ્યો કે કાંઈ કામ કરવાનું વધારે સોંપ્યુ તે જે પ્રમાણે હોય તે પ્રમાણે કહે કે પતી તરફનુ દુખછે.



## દીવાનખાનાનો સ્થળ.

**ચંદનગવરી**—એ એ એ પતી મહારા પ્યારા પ્રાણ
સમજે મારા પીતા ચતુરસુજાણ એ.
હુ વરણાગી નહી હીણભાગી
મારી સરવે ઠેકાણે સુવાણ. એ.

લખ્યા લેખ મીટે નહી ને લખ્યા પ્રમાણે થાય
સ્વામીની સેવા કરે તે સતી સ્ત્રી કહેવાય.



**ધનપાલશા**—ચાલોની ગાંમ
**ચંદનગવરી**—મારી પુરી છેહાંમ
**સખીઓ**—પરણ પુરણ કરસે કામ

**ચંદનગવરી**—એવી મારી છેવાણુ—એ
**કીશોરકમલા**—વાહરે એની
**ચંદનગવરી**—શુછે કેની
**સખીઓ**—કાન્તીલાલની પ્રીતી જોડ
ચાને મોહુ તું કરમોડ
**ચંદનગવરી**— વાહવાહરે સખી તે ખુબી જણાવી
મારા બાપે વર સઠદાસ સાથે પરણાવી
જા..............ને..............તું
**કીશોરકમલા**— તુ કેતો હુ લાવુ એને
**ચંદનગવરી**—બકવાં તુંતો છોડી દેને
સઠદાસછે એ પ્યારો પ્રાણ
સમજુ એછે ને ચતુરસુજાણ એ
**કીશોરકમલા**— બેન, તારી ચાલાકી બહુ તું અમારાથી શરમાતી હતી તેથી મોઢે કહેતી નથી.
**ચંદનગવરી**— ખરી એ તારી વાત મારા પીતાશ્રી જાંણ સે તો મુને વઢસે માટે તુ એ વાત મુકીદે મારે સાશરે કાંઇ દુઃખ નથી, બધી વાતે સુખછે માટે તુને હુ શુ કહુ.
**ધનપાલશા**—બેટા ચંદનગવરી ચાલો આપણે ઘેર એમ કરી લાલદાસ પાસે રજા લેછે ને જાયછે.



**લલીતા**— કોણ બેન ચંદનગવરી આવી કે હુંતો તારી વાટ જોઇ બેઠી પણ તું કેમ ન આવી બહુ તારા સાસરામાં

જરાએ દુઃખ નહી હોય કારણકે જેવા આપણે નાતમાં સેઠ તરીકે ઓળખાઇએ છીએ તેવા એ ઓળખાયછે ને પૈસે ટકે અરશ પરશ બરોબર માટે કશુ દુઃખ જાણવુ નહી.

**કીશોરકમલા**— જ્યારે અમે તેડવા ગયા તે વખતે બેન ની આંખમાં ઝરઝરીઆ ભરાઇ આવ્યા હતા પણ શું કરે.

**લલીતા**— બેન ખરી વાત કે નહીતો તારી સખીઓ જુઠુ ન બોલે.

**ચંદનગવરી**—મારી વાલી માતુશ્રી તારાથી જરા કે કોઇ દીવસ બહાર નથી નીકળી ને પછી ગમે તેટલા દીવસ રહી ને પોતાના માબાપને આઘેથી જોયા તો આંખમાં આંસુ ન ભ રાઇ આવે કારણકે એકતો માબાપનુ સુખ ને બીજો માબાપનો પ્યાર ત્રીજુ તો ઘણા દીવસે તમથી વેગળી પડી તે જોઇને મને કશુ દુઃખ નથી માટે મારી બાબતમાં કાંઇ પણ વીચાર કરતા નહી:

**સઠદાસ**—પીતા શ્રી હવે દીવસે દીવસે મારૂં શરીર ઠીકછે કારણકે મુને પહેલા કાંઇ ગમ પડતીજ નહોતી ને હવે બધી સુઝ પડેછે માટે મુને કાંઇ વેપાર સબંધી કાંઇ કામકાજ બતા વો કારણકે આપણે વણીક જાત કહેવાઇએ છતા કાંઇ વેપાર ન સમજીએ તો આપણે અણઘડ કહેવાઇએ કારણકે આપણેતો વેપાર કરવો જોઇએ કારણકે નફો આવે કે ખોટ જાય પણ વેપાર કરવો જોઇએ.

**લાલદાસ**—ભાઇને હવે કાંઇ સારૂ થયુ ને હવે વેપારની અંદર નાંખવો નહીતો ભાઇને આગળ શું ખબર પડશે. આંજે

ભાઇને જોઇ મુને આનંદ બહુ થાયછે ને આખા ગામમાં થઇ રહેછે કે લાલદાશ પુત્ર સહદાશ મન ફરેલ હતો તે સારો થઈ ગયોછે તે આખા ગામમાં વાત ચાલેછે.

**કસ્તુર**—મારે આજ ઘણો આનંદ થયોછે કારણકે આ વુ સારૂ થશે એમ જાણતા નહી હતા માટે તમારા મીત્ર દામાજીને ધન્ય છે એણે આપણુ ઘણુ કામ કરયુ ને એનો ઊપકાર કોઇ દીવસ ભુલવાનો નથી પણ એને કહયુ છેકે તારા પીતાશ્રીને મારી પાશે મોકલજે એવી રીતે મુને કહયુછે માટે હું જાઉછુ એમ કરીને દામાજીને ત્યાં જાયછે.

**દામાજી**—કોણુ ભાઇ લાલદાશ ભાઇને કેમછે તેતો કહો મુને એની કયારની ચીંતા થયા કરેછે માટે મુને એનો પ્રતીઉત્તર આપો.

**લાલદાશ**—ધન્યછે તારી ભક્તિને ને ભક્તિમાં સાર છે ને હું નોતો જાણુતો કે ભક્તિનો આવો પ્રભાવ છે ને ભક્તિને લીધે તુને આવી સારી નોકરી મલી બહુ સારૂ થયુ માટે ભાઇ તારા કરેલા ઉપકારનો બદલો મારાથી વળી શકવાનો નથી. પણ શું કરૂં.

**દામાજી**—મારે આજે દરબારમાં જવાનુછે માટે હવે હુ જઇશ ને તુ લાલદાશ એને સારી રીતે એની સાથે વરતજે ને એનુ મગજ ફરેલ હતું તે આવે જતુ રહયુ ને હવે એનો વીશ્વાસ કરજો ને કાંઇ ચીજ ગફલત કરે એમ લાગતુ નથી.

**લાલદાશ**—એતો મોટા મોટા વેપાર અને તેનો હીસાબ

પણ મને બરોબર આપેછે માટે મે તો હવે બધી ફીકર છોડી એ જાણે ને એનુ ઘર જાણે મારેતો હવે ઇશ્વર ભકતીમાં દી વસો ગાળવા છે કારણ કે મારે જે દુંઃખ હતું તે જતુ રહયું ને મારે એ શઠદાસ એકનો એક છોકરો છે માટે મારે કોના થી છાનુ રાખવાનુ છે એમ કહીને રજા લે છે. ભાઇ દામાજી તુ ખુશીથી દરબારમાં જજે ને તારે મહારા જેવુ કામ કાજ હોય તે ખુશીથી કહેજે ને આપણા વેવાહીને ને રાજાને સારી ભાઇબંધી છે એટલે તારે કાંઇ બાબતની ફીકર કરવી નહી. ને તારા માથા ઉપર અમે બેઠેલા છીએ માટે એ ખડકથી જે કામ સોંપે તે કરવુ. અમે તારી પાછળ છીએ માટે તુ ખુશી થી જા ને હું મારે ઘેર જાઉંછુ.

**શઠદાસ**—કેમ પીતાશ્રી આપ કયાં હતા ને આટલી બધી વાર કયાં લાગી તે આપ કહો.

**લાલદાસ**–બેટા હું મારા પરમ મીત્ર દામાજી પાસે ગયો હતો ને મારે ખાનગી વાતચીત કરવાની હતી. તે કરીને હું આવતો રહયો ને મારો દોસ્તદાર દરબારમાં બાદશાહ પાસે ગયો.

**બાદશાહ**—કેમ દામાજી આવ્યો કે

**દામાજી**—હા સાહેબ આપ સરકારનો હુકમ હતો કે દ દરબારમાં આવજે એટલે હુ આવ્યો તે આપને જાહેર કરૂં છું

**બાદશાહ**—ચોપદાર આપણે પેલા કબાટમાં ડ્રેસ રખા વેલા ને તેમાંનો એક સારો ડરેસ આપો, આ દામાજીને આ જથી બેદરપુરાનો મોટો અધીકારી બનાવ્યો છે એવી. મેં દાંડી

નીમણુક કરીછે ને બેદરપુરામાં જે માણુશ છે તેને મારી હજુ રમાં નીમ્યો છે ને એને પગાર મે વધારયો છે કારણુ કે એ ઘણા દીવસનો અનુંભવી માણુસ છે ને એને સારી નોકરી વફાદારીથી કરી છે માટે એને આ સારી જગ્યા આપવામાં આવી છે.

**ચોપદાર**—બોત અચ્છા સાહેબ, આપ રાજકા મુખત્યાર હો માટે જેમ ધારો તેમ કરો, રંકને રાય કરો ને રાયને રંક કરો એવી આપની પાસે સત્તા છે ને સાહેબ હું દામાજી માટે દ્રેશ લેતો આવુછું એમ કહી ચોપદાર દરેશ લેવા જાયછે

**ચોપદાર**—લ્યો સરકાર સાહેબ આ ડરેશ લાવ્યો.

**બાદશાહ**—દામાજીને આપો

**દામાજી**—આપે ેશ આપ્યો તે માથે ચડાવુછુ ને આપ ની નોકરી હુ કેવી બજાવુછુ તે આપને માલમ પડશે હમણા તો આપને કહી શૅંકતો નથી.

**બાદશાહ**- કેચેરી બરખાસ કરો એમ કરી બાદશાહ સાહેબ પોતાના મહેલમા જાયછે ને સરવે કચેરીના માણસો સૌ સૌના ઘેર જાયછે ને દામાજી પણ ઘેર આવ્યો.

**લાલદાશ**—ભાઇ શઠદાશ તુ હવે મોટી ઉમરનો થયો ને હવે અમારે વેપાર ને ઘર સબંધી તારા હાથમા, અમે હવે ઇશ્વર ભક્તિમાં દીવશ ગારશુ માટે તુ જાણુ ને તારૂ કામ જાણુ.

**સઠદાશ**—પીતાશ્રી તમારા કરતા હવે મુતેૈ બહુ ફીકરછે ને હું પણ હવે વેપાર કરૂછુ તે આપને માલમ હશે.

**લાલદાસ**—બેટા, જ્યારે આપણે વેપાર કરીએતો ખોટ

કેવાને જાય આપણે વેપાર કરીએ તે પહેલા તે વેપારનો હીસાબ કરીને પછી વીચાર કરીએ ને પછી ખોટ જાયતો આપણું કીસ્મત.

**સઠદાશ**—મારે આજે ફરવા જવાનુંછે માટે હુ જાઉંછુ.

**લાલદાસ**—ખુશીથી જાવ.



**ધનપાળસા**—કેમ બેટા ચંદનગવરી દીન પ્રતિ દીને શુકાતા બહુ જાવછો તેની અમને ખબર પડતી નથી માટે ઘરમાં આખો દીવશ વીચારને વીચાર કરોછો માટે આપણા ગામની બહાર બગીચો સુદર કઇલાસ નામનો છે ત્યાં જાવ ને તમારી સખીઓને પણ સાથે લઇ જજોતો તમને ગમત પડશે કારણ કે પોત પોતાની સખીઓ સાથે વાતો કરો ને જાવ તો જીવ ખુશીમાં રહે અમદમીયા આપણી ચંદનગવરીની સખીઓને બોલાવી લાવો કારણકે બેન આજ ફરવાને આપણા સુંદર કઇલાસ નામના બગીચે જવાના છે માટે તેડી આવો.

**અહમદમીયાં**- અચ્છા શેઠજી, અબી જાતાહું એમ કરીને તેડવા જાયછે ને ચંદનગવરી સખીઓને તેડી લાવેછે.

**ચંદનગવરી**- કેમ બેનો, આવ્યા કે તમે ઘણા દીવસ થયા મારી પાશે આવતા નથી માટે એ બાબતની મુને ઘણી દીલગીરી ઉપજેછે ને પહેલા હુ પરણી નોતી તે વખતે આપનો બધી મેણા દઈ દઇને મુને બેસવા દેતી નથી.

**કીસોરકમળા**- જેતુ વાત કહે તે ખરી, આવા મહેલ માં ઘડીએ ઘડીએ આવીએ તે સારૂ કારણકે તમારા પૈસાદાર ઘરમાં હજારો રૂપીઆ રખડતા હોય ને જણુસો પણ રખડતી ને કાંઇ જાય આવે તો અમારા માથે પડે માટે ઘણા દીવસે આવીએતો અરસપરસ પ્રીતિ સારી રહેછે ને રોજ મલીએતો કજીઆ થાય ને પ્રીતિ રહે નહી માટે આમ તમે બોલાવાછો ને અમે આવીએ તેમા મઝા સારી પડ જો અમે આવતા નથી તો તમે તેડવાને માણસ મોકલોછો ને પેલા રોજ આવીએતો તમે માણુસ પણ ન મોકલો ને કહો કે રોજ આવેછે ને જશે પેલું એમ થાય માટે બેન વીચાર કરો.

**ચંદનગવરી**—તે તમે જેવાત કહોછો તેસરવે સાચી પણ આજતો આપણે બગીચામાં બધાએ ફરવા જવુછે આપ ણી સાથે અમદ મીયા રહેશે માટે ચાલો ફરવા જઇએ નીક ળા તેદીવસ નામાફક થાય માટે અમદમીયાને સાથે રાખવો

**સખીઓ**—સત્યછે પણ બેન ચંદનગવરી તુ દીવસે દી વસે ઘણી સુકાતી જાયછે માટે તુને તાવ આવેછે કે કેમ તેતુ બોલ

**ચદંનગવરી**—તાવનથી ને તરીઓ નથી પણ આખો દી વસ એકલા બેશી રસીએ એટલે કાંઇ કાંઇ વીચાર શુજેછે વ ળી વીચાર કરીએ તેમાં શરીર સુકાય એટલે માંદાં જેવા તમ ને લાગીએ છીએ નેચાલો આ અમદમીયા પણ આવ્યો ચા લો ફરવા જઇએ કેમ અમદમીયા આજઆવીશ કેતે દીવસની મારક કરીશ

**અમદ્મીયા**— બેન તે દીવસની માફક હોય, આવતો આપણી સાથેજ રહીશ જરા આઘો નહીજાઉ મારે મારો રોટલો તપાસવો જોઇએ નીકળ ઘરમાં છોકરા ખાય કોને અમે કાંઈ એવા પૈસાદાર નથી કે બેઠા બેઠા ખાઇએ માટે એનો આ જતો તમારી સાથેને સાથેજ રહીશ તે નર હુ તમે રજા ન આપો માટે તમારા કરતાં મુને બહુ ફીકરછે ને તમારો હુ જુનો સીપાઈ કેવાઉછું માટે મારે નોકરી બરાબર કરવી જોઇએ કારણ કેહું આટલો બુઢો માણસછુ તોપણ તમે નભાવ્યા જાવછો નેબીજે ઠેકાણે જાઉતો એક પઈ પણ પગાર આવે નહી માટે ચાલો હુ તમારી સાથેજ આવુંછું

**ચંદનગવરિ**— ચાલો બેનો હવે વખત થયોછે ને આપણે હમણા પોચી જઈશુ બગીચે એમ કરી બગીચાંના રસ્તા તરફ જાયછે નેવાતો કરેછે કેમ સખીઓ, આજે આપણે ફરવા નીકળ્યા છીએ તો કેવો આનદનો દીવસ લાગેછે માટે આમ રોંજ ફરવા આવીએ તો કેવુ સારૂ લાગે.

**ચોવંતીકલા**— બેન, ચંદનગવરી તમારા પતી સહદાસે અભ્યાસ કયા સુધી કરયોછે તે કહો, ને કેવા હોંશીયારછે એ બાબત આપ વાત કરશો કારણકે આપણુ શહેર એવડુ મોટુછે કે કોઇ કોઇની ખબર ન પડે તે જ્યારે અરસપરસ વાતો કરીએ તારે આપણી ખબર પડે.

**ચંદનગવરી**— સખી, પતીતો પરમાત્માએ અમને જોડુ સારૂ આપ્યુછે ને ભણેલા પણ મારાથી બહુ વધુંછે ને વેપારમાં

આલાકછે પણ જે માણસને પૈસા હોય તે ભણવા ગણવાની ઇચ્છા સારી ન ધરાવે કારણકે મારી સાસુને છોકરો એકને એક એટલે ભણવાની કાળજી ઓછી જો સખીઓ બગીચો કેવો સોભાયમાન લાગે છે અને એની વચમાં બંગલો આરસપાણનો છે ને એની પાશે ફુવારો છે.

**સઠદાસ** - મારા સસરા નો બગીચો સારાછે એમ લોકો વખાણે છે માટે આજ તો ત્યારે ફરવા જઇએ અહો દીવસે દીવસે ઘરની બાંધણીઓ સારી દેખાયછે ને હવે બગીચો પેલો આવ્યો ઓહો શું લાબોછે એને આગળ તો પાટીઉં માર્યુંછે ને ફુવારો શુ છુટેછે તે અહી સુધી દેખાય છે ને આ ઝાડોની ઘટા કેવી શુદર લાગેછે ને આસપાસ કુંડા કેવા સારા લાગે છે, પણ આ માલી આવે તેની રજા લેવી પડશે માટે ચાલ એની હું રજા લઉં કારણ કે જે માણસે જે પ્રમાણે હુકમ લખેલો હોય તે પ્રમાણે આપણે વરતવુ એ આપણી ફરજ છે, ભાઈ માલી હું બગીચામાં જાઉં.

**દેવો માલી**—ભાઇ અમારા શેઠની છોકરી ચંદનગવરી અહીઆ બગીચામાં ફરવા આવેલા છે પણ તમે ત્યાં એના મેહેલ આગળ જતા નહી ને આસપાસ ફરજો કારણ કે હું તમને જવાની રજા આપુછુ કારણ કે તમે આટલે દુર ચાલીને આવ્યાછો માટે નહીતો હુ રજા આપત નહી.

**શઠદાસ** - ભાઈ મારે ત્યાં જવાની કાંઈ જરૂર નથી ને હું આસપાસ બગીચો જોઇ પાછો હું મારે ઘેર જતો રહીશ. મારે ત્યાં જવાની જરૂર નથી.

**દેવો માલી**—ખુશીથી જાવ

**શઠદાસ**—આપણને આં દાવ ઠીક આવ્યો પરંતુ આપ ણે એ મેહેલ આગળથી ન જવુ ને થોડેક દુર રહી બગીચો જોવો માટે હીમત ધરીને ચાલો જે થવાનુ હશે તે થશે. અહો શું ફુવારાની બાંધણી છે ને આસપાસ ફુલોની સુગંધી કેવી ખીલી રહી છે. અહો આવો ફુવારો મારા જનમારામાં પણ જોયો નથી. પણ આ બારી આગળથી મારી સામુ કોણ જુવે છે, પણ આપણે શું કામછે આપણે તો આ ફુવારા આ ગળથી ખસવુંજ નથી ને જોય તેની આપણુને શી પંચાત.

**ચંદનગવરી**—અહો આતો મારા પ્રાણપતી જેવા દેખા ય છે પણ ચાલ નીચે તો જાઉં એમ કરીને મહેલની નીચે આવેછે ને જુવેછે—આતો નકી મારા પ્રાણપતી પણ આપણે પછી ઓળખાણ કાઢવી એકદમ એમની પાસે જવુ નહી, નહી શા માટે આપણા પ્રાણપતી આગળ જવુ, એમ કરીને ફુવારા પાસે આવેછે ને એક બીજાના આંખમાં અરસ પરસ મળેછે ને એકદમ ભેટેછે

---

શાથેરે રમશુ પ્રીતેરે ફરશુ મોજ મજા શાથે કરશુ
પરમાત્મા જોડી અમર રાખે, નહીતો જોડે મરશુ.
કોણ તમેછો ક્યાં રહોછો શાને માટે રે ભમોછો
કોને કહોછો સંકટ સહોછો શબ્દ શાનેરે ખમો છો

શુંદરી તુ શાંભળને શમશા તુ મ્હારીરે
પરણ્યા પછી પલંગ આગળ દુખ આપનારીરે—સુંદરી
ભણ્યા ગણ્યાનીરે વાતો કરી તમ સાથેરે
પછી હસ્ત મુકયો તમે તમારે માથેરે સુંદરી
વીલાપ કરતાં આ મુખડુ ૮રતુરે
આંશુડાથી મુખ તમારૂ બહુ ગળતુરે સુંદરી

**શઠદાશ**—આ તમને જે નીશાની કહી તે બરાબર કે નહી ને હુ લાલદાશનો છોકરો ને મહારૂ નામ સઠદાસ છે પણ પહેલા મારો મગજ જરાક ખરાબ હતો પરંતુ સારૂ થાવકે મારા પીતાશ્રીના દોસ્તદારે સારૂ કરયું ને મુને આ રાશાર જીવતો રાખ્યો નીકળ હુ મુવા કરતા બેહાલ હતો.

**ચંદનગવરી**.—ધીરજના ફળ મીઠા હુ મહેલની બારીએથી ક્યારની જોયા કરતી હતી પછી મુને નક્કી થયું કે આ મારો પ્રાણપતિ આવેછે ત્યારે હું નીચે આવી.

પ્રાણપતિ તમે મારા તમ સંગાથે હુ આવુ
મમ સખીઓની સાથે મમ ઘેરથી મંગાવુ ખાવુ

**સઠદાશ**—મારી પ્રાણ પ્રીયા ખાવા કરતાં આપણને એ ચીતો મેલાપ થયો તેથી પરમેશ્વરનો ઉપકાર માનીએ છીએ ને હવે હું મારે ઘેર જાઉંછુ ને હુ તેડુ મોકલાવીશ એટલે હરનીશ મોજ મઝા ઉડશે.

ચંદનગવરી—પ્રાણ પતી મારા પ્યારા મુને લાગોછો
અબળાને છોડીને ક્યાંરે ભાગોછો  પ્રાણ
સઠદાશ— તુને દેખી મારૂ હૈયુ હરખે
ચુમ્બન કરવા મારૂ મન બહુ તલખે  પ્રાણ
આનદ અંતરમાં બહુ મને ઉપજે
આંખના ડોળારે બતાવ્વા આકુળજે  પ્રાણ
સખીઓ—સુંકરવાને સઠદાશ આવ્યોરે આહી
લાગ ફાવવા દઇશ હુંરે નાહી  પ્રાણ
ચંદનગવરી—ચાલો પતી માલો તમે મારી સાથે
પ્યાર થકી મુને બોલાવીરે નાથે  પ્રાણ
સઠદાસ—મારી પ્રાણ પ્રીયા આજનો ખુશાલી નો દીવસ જોઇ મરૂ મન બહુપ્રફુ લીત થાયછે જાણે અજ આનંદ ના ઉભરા આવતા હોય એમ મુને લાગેછે



ચંદનગવરી—ફરવા ચાલો સાથ પ્રાણ પ્રતી ફરવા ચાલો સાથ
નકકી રહુછુ તમ સંગાથ  પ્રાણ
સઠદાસ—હાથથી આપને મુજને તાલી ચુબનકરતા લાગે વાલી.
સુંદરવદન તારૂરે લાગે આલીંગન કરતા ભુખજભાંગે
તારૂ જોબન કરે ઝળકારા
ચંદનગવરી—પ્રીતીનોપ્યાલો પીયોરે અપાર  પ્રાણ
હરસુને ફરસુને રમસુ સાથે
શાને બોલાવી તમે હેત નાથ

સઠદાસ—ક્યારે ક્યારે તુવાતજ કેની
પરણ્યા હતા તેવાત કરી તેની
પીતાની રજા વીના નહીઆવુ
જેતી હોયતો પીતાને બોલવુ પ્રાણ



હુંજાણુતી નોતીકે મારી સાથે અટલો પ્યાર બાંધશો પણ પર માત્માની ખુબી ન્યારીછે મટે આપણે જગ કરતા પરમેશ્વરનો પાર માનવો જોઇએ નેઆપણે ભજન કીરતનમાં અપણુ મન સ્થીર કરી એક ચીતે ભજન કરવુ કારણકે એના વગર સરવે ખોટુછે ને આખરે કોઇ આવવાનુ નથી માટે હું જાઉછુ ને ત મે તેડુ મોકલાવશો એટલે હુ આવીશ માટે બધી ફીકર મેં આજથી છોડી દીધી,

સઠદાશ—હવે તું કાંઇ ફીકર રાખતી નહી, ને પરમેશ્વર આપણુ હવે સારૂ કરસે માટે હું જાઉછુ મુને રજા આપ.

ચંદનગવરી—મારાથી રજા ન અપાય તમારી ખુશી હોયતો જાવ ને હુ પણ મારે ઘેર જાઉછુ પણ તેડાવજો કારણ કે આપના વગર મુને ચેન પડતુ નથી માટે મારૂ એટલુજ કહેવુછે.

સખીઓ—બેન, આતો તમને ભુત વળગુ કે શુ તમે કાંઇ પતીની અંદર ગાંડા ઘેલા બની ગયા છો ને એ ઓચીંતા આવ્યા ને તમારે ને એમને મેલાપ સારો થયો વાહ! તમારી ફ્હેતા જાણે કંશારમાં ભી હતું,

શઠદાસ—હવેતો હુ જાંઉછુ કારણ હવે મારા માતુશ્રી ત્યા પીતાશ્રાની વૃદ્ધા અવસ્થા થવા આવી છે એટલે ફીકર એ મને થાય માટે મારે ગયા વગર ચાલે નહી.

ચંદનગવરિ- શું મારા પ્રાણનાથ ગયા એમ કરીતે મુર છા ખાય ને બેભાન જેવી થઇ ગઈ એટલામાં એની દાશીઓ આવી મોં ઉપર પાણી છાટેછે ને થોડી વાર પછી ઉઠીને કહેછે કે મુને જાણે સ્વપ્નું થયુ કે મારા પ્રાણપતી મુને મળ્યા ને ખુબ વાતો ચીતો કરી એ ખરૂ કે ખોટુ એમ મનમાં વીચાર કરીને પોતાની સખીઓને પુછેછે, કેમ સખીઓ ખરી વાત કે નહી.

સખીઓ—બેન, ચંદનગવરી તમારા પ્રાણપતી હમણાં ગયા ને ખોટુ કેમ કહેવાય માટે હવે ઘેર ચાલો.

ચંદનગવરી- બેનો મારો જીવ હવે ઠેકાણે આવ્યો માટે હવે ઘેર જઇએ.

કીસોરકમળા—હા બેન, હવે આપણે જલદી જઇએ કારણકે આપણને અહીં ઘણી વાર થઇ અને આપણા માતુશ્રી તથા પીતાશ્રી ગુસ્સે થશે, અને સ્ત્રી માણસને વધારે વાર ઉભા રહેવાનો ધર્મ નથી, માટે બેનો ચાલો એમ કરીને જાયછે ને અમહદમીયાને બોલાવેછે "અહમદમીયા આમ આવ."

અમદમીયા—હુતો દેવામાલી પાશે બેશી રહયો હતો ને આપણા કહ્યા પ્રમાણે વર્તવુ જોઇએ ને આપ ભુમ પાડો એટ લે મારે આવવુ જોઇએ એવો અમારા શીપાઇઓનો ધર્મ છે

ચંદનગવરી—વાહ! પરમાત્મા તારી ખુબીતો ન્યારીજ

છે કારણકે મારા મનમાં વીચાર કંઈ કંઇ થતો હતો ને આખો દીવસ મારો ઉદાસમાં જતો હતો ને આખો દીવસ મારો એક વરસ જેવો જણાતો હતો પણું હવે મુને સાંન્તી વરી કે મારા પતી આવી સ્થીમાં આવ્યા. ને પરમાત્માએ જોડું અમારા એક બીજા સારૂ મેલવ્યુ તે જોઇ મુને બહુજ આનંદ થાયછે.

**ચોવતીકળા**—આપણી બેનનો આજ હર્ષનો પાર રહયો નથી જાણે આજે પરણ્યા ન હોય એમ લાગેછે.

**ચંદનગવરી**—તુ જે કહેછે તે ઠીક, તમે કેવા જોગછો ને હુ સાંભળવા લાયક છુ માટે જે તુ કહે તે બરોબર છે. પણ હવે ઉતાવળ કરો એમ કરી પોતાના ઘર તરફ જવાનો રસ્તો લેછે, ને સખીઓ તથા અમદમીયાંઓ સરવે ઘેર જાયછે

**હેવો માલી**—બેનો આજે બહુ ખુશી થાવછો તે જોઇ મુને બહુ આનંદ થયો પણ ચંદનગવરી બેન તમારા પીતાશ્રી એ મુને પગાર વધારતા નથી તે જે પગાર આવેછે તેને તેજ માટે મુને આજ ખુશાલીના દીવસમાં બેન કંઇ ઇનામ આવે તો સારૂ,

**ચંદનગવરી**—ભાઇ આલે હું તુને ચંદન હાર આપુછું જા તારા જન્મારાનું સુખ થયુ ને નોકરી સારી કરતો રહેજે નેઅમે સરલે જઇએ છીએ

**હેવો માલી**—બેનો આજ મારી ખુશાલી નોપાર રહ્યો નથી નેબે સદા તમે ખુશીમાં રહો એવો મારો આશીવાદ છે



આજે ખુશી ખુસાલીનો પાર નથી
દારૂ તાડી પીવાની વાર નથી આજે.
**જીવીમાલણ**—ગાંડો ઘેલો પીટયા તુ કેમ ફરે
આંખલો બગીચામાં જેમ ચરે આજે.
**દેવોમાલી**—આજે મલ્યો ચંદનહારને વરી
તુ કેછે ને મારૂં મન જાય ફરી આજે.
**છોકરાઓ**—બાપા સારૂ સારૂ ખાસું
ના તને દારૂ તાડી પાશુ આજે
**જીવી**—ગંગાને પરણાવવા જાશુ
**દેવોમાલી** ચંદનહાર વટાવી નાશુ આજે.
કેમ વાલી કેમ
જીવતર જીત્યો મારૂ એમ આજે.



**જીવી**—હવે આપણે નાતને જમાડસું નેમોજ મજા કર સુ આપણી ઇસવરે ધાહ સાંભળી ને રોજ મજુરી કરીને મ રી ગયા પણ આખરે છેવટે પરમેસવરે ખબર લીધી તો ખ રી માટે આજ નાતને ભેગી કરી ને આપણા છેકરાને પરણા વીને પછી હરી ભજન કરીસું કેમ મારા ધની ખરી વાત કે નહી

**દેવો માલી**—જેવાત તેકરી તેવાત ખરી વાલી આજ તો આનંદ આનંદનો પાર રહયો નથી નેસરવે ને એકઠા કરે છે ને દારૂ તાડી પીએછે નેખુશી આનંદમા હવે ગોપીદાનું નામ દખશું

લાલદાસ— કેમ ભાઈ તુ મોડો આવ્યો તારી વાટ કયા રનો જોતો હતો આપણે આટલી બધી વાર લગાડીએ તે ખોટું

સુંદરદાસ હુ મારા સસરાના બગીચામાં ફરવા ગયો હતો ને પછી ત્યાં ચંદ્રભાગા નદી ઉપર હવા ખાવા ગયો પછી વીઠ લનાથજીના દરશન કરવા ગયો પછી ત્યાંથી નીકળી આપણી પાસે પીતાશ્રી હુ આવ્યો બીજે ઠેકાણે હુ ગયો નથી નેતમને મારો ભરોસો છે

કસ્તુર—મારા છોકરાને તમારે કાંઈ પણ બાબત પુછવી નહી તમોતો જાણે નોકર રાખ્યો હોય તેમ મારા છોકરાની હકીકત પુછોછો એ તમારી રીત સારી ન કહેવાય માટે છોકરા ને તમારે કોઇએ પુછવું નહી.

લાલદાસ—ના કહીએ તો છોકરો વંઠી જાય સાટે છો કરાને બરોબર કડપમાં રાખવો જોઇએ ને આજ મારે આપ ણા વેવાઇ ધનપાળશાને ત્યાં મારે વહુને તેડવા જવુંછે

દામાજી—મારાં દોસ્તદારને મલી બેદરપુંરા જવુંછે તે જા ઉ એમ કરી પોતે પોતાની કાકીની રજા લઇ જાયછે ને કહે છે કાકી હુંજઇશ પછી આવવાજેહું ત્યાં તેડાવીશ નેપછી તમા રી વહુને તેડવા માટે એક કાગળ લખીશ માટે હું જાઉ છુ ને સરવે બંદોસ્તને માટે આપણા શાસ્ત્રી મહારાજ ને કહેતો જઇશ માટે તમે કંઈ મારી ફીકર ચીતા કરશો નહી.

લાલદાસ— ભાઇ તુ આવ્યો કે તેંતો કાંઇ રાજવંશી જેવા લુગડાં પહેરયાં છે તે જોઇ મારૂ દીલ બહુ ખુશ થાયછે

દામાજી—ભાઇ હું જાઉછું ને શાસ્ત્રી મહારાજને કહેજો

કે ઘરની ખબર રાખે, કારણ કે ઘરમાં માતુશ્રીને જોઇતુ કર તુ લાવી આપે એમ કરજો ને હુ રજા લઉછુ.



**જેચંદશા**— કેમ છોકરી કીશોર કમળા તુ તારી સખી ઓ શાથે આજે ફરવા ગઇ હતી.

**કીસોર કમળા**—હા પીતાશ્રી હું આપણી ચંદનગવરી બેનના સુંદર રમણીય બાગમાં અમે અમારી સખીઓની શાથે ફરવા ગઇ હતી. તે આપને હુ વીદીત કરૂછુ

**જેચદશા**—બેટા તમારી માતુશ્રીને બોલાવો કારણ કે મારે તારા શુભ લગનનાં મુહુરત જોવડાવવા છે માટે બોલાવી લાવો.

**કીશોરકમળા**—પીતાશ્રી હુ હમણાં બોલાવી લાવુ છું એમ કહીને રસોડામાં બોલાવા જાયછે. ને બોલાવે છે પ્રેમકુંવ રબા આપને મારા પીતાશ્રી બોલાવે છે.

**પ્રેમ કુવર**—ચાલો બહેન હું તમારી શાથે આવુ છું એમ કહી પોતાના ઘરની પરશાળમાં આવેછે.

**જેચંદશા**—કેમ તુ ઉતાવળ કરતી આવતી નથી મારે આજે આપણા ગોરને બોલાવવા છે ને બેન કીશોર કમળાના લગનનું નકી કરવું છે.

**પ્રેમકુંવર**—આપણી કીશોર કમળાનુ લગ્ન કોની શાથે કરવુ છે તે આપ કહો.

**જેચંદશા**—પેલા કાન્તીલાલ નામનો છોકરો છે તેની

સાથે કરવાનો વીચાર છે કારણ કે પહેલા જુગારી તથા છાટકો કહેવાતો હતો પણ હવે દુકાન માંડીને સારી ચાલ ચલગતમાં આવેલો છે ને રૂપાળો ને હોંશીઆર છે ને કોઇથી છેતરાય તેમ નથી તેથી કરીને મારો વીચાર ત્યાં કરવાનો છે જે માણસ નાનપણમાં બગડે તે મોટપણમાં સુધરે છે કારણ કે જે માણુસે સરવે જાતની ઠોકરો ખાધી હોય ને દુખ સુખ જોયું હોય ત્યારે તે સુધરે છે.

**પ્રેમકુવર**—તમે જે કહો તે સારૂ ત્યારે તમે ગોરને બોલાવી લાવો.

**જેચંદશા**—હમણાં હુ ગોરને બોલાવી લાવુ છું એમ કહીને તેડવા જાયછે.

**ગોર મહારાજ**-કેમ શેઠ આજ મારે ત્યાં પધાર્યા.

**જેચંદશા**—આપણી કીશોર કમળા છે તેના લગ્નનું સારૂં મુહુરત જોઇ આપો.

**ગોર મહારાજ**-આપુણી બેન કીશોર કમળાના શુભ લગ્નનુ મહુરત વઇશાખ સુદ ૫ ને દહાડે છે માટે તમે જલદી લગનની તયારી કરો ને વેહેલા પધારજો ને કામકાજ હોય તો મને બોલાવજો.

**જેચંદશા**-હું રજા લઉંછું ને તમે કાલે વેલા આવજો કારણકે આપણે ગરીબ માણુસ રહ્યા માટે તમે બધી જે લાવવી હોયતે લાવજો ને હું તમને પૈસા આપી દઇશ

**ગોરમહારાજ**—સુખે પધારો હું જોઇતો સામાન લાવીશ તમારે કાંઇ ફીકર કરવી નથી

**કીશોરકમળા**—મારી બેન ચંદનગવરીને હું મળીઆવું ને કહેતી આવીશ કે બેન તુકાલે મારા ત્યાં વેલી આવજે કાર ણકે મારા બાપે મારા ઓચીંતા લગ્ન લીધા એ હું કેતી આવું.

**પ્રેમકુંવર**—ખુશીથી કહી આવજે ને વેલી આવજે

**જેચંદશા**—કેમ બેટા ક્યાં જાવછો ને હું ગોરને ત્યાં જઇ આવ્યો તેમાં લગ્નનું મહુર્ત કાલે ઓવ્યુંછે માટે તુંજાને ત્યાંબે નપણીને કહેતી આવ.

**પ્રેમકુંવર**—ત્યારે હુંજાવછું ને પાછી તુરત આવીશ એમ કરીને ચદનગવરીને ત્યાં આવેછે.

**ચંદનગવરી**-બેન તુઆજ કંઇ ઓચીંતી આવી તેનુ કારણ શુછે

**કીશોરકમળા**—મારા બાપે મારા લગ્ન આજે જોવડા વ્યા તેકાલેછે માટે બેન તમે વેલા આવજો નેભુલતા નહી તે હુંતમને કહેવા આવીછું તેથી વેલા પધારજો.

**ચંદનગવરી**—તુકહેવા આવી તેતો પણ તારૂ લગ્ન કો ની સાથે કરવાનાછે તેતું કહે

**કીશોરકમલા**—બેન મારૂ લગ્ન તો પેલા જુગારી સાથે કરવા ધાર્યું છે.

**ચંદનગવરી**—પેલા કાન્તીલાલ સાથે

**કીશોરકમલ**—હા બેન તેના સાથે

**ચંદનગવરી**—જોકુ તો બેનુ ઠીક મળ્યુ પણ મારા સા ભળવામાં છેકે એ કાઈ દીવસે દીવસે સુધર્યો છે. એમ મુને ખ બર છે. ને એણે ગાધીની દુકન માંડી છે એવું મારા સાભળ વામાં છે વ્રાહ ખુબી તોં સરી આવી છે ને મેણા દેવાંનો વ

ખાત ઠીક આવ્યો છે એટલે તે શરમાઈ જશે કેમ બેન ખરી વાત કે

**કીશોરકમલ**—બેન તેં ખરી વાત છે એ પણ વખત પરમેશ્વર બતાવશે. પણ જેતુ ને આપવા વીશે કહ્યુ છે ને તુ ભુલતી નહી ને હુ જાઉ છે એમ કરી પોતે પોતાને ઘરજા થછે

**પ્રેમકુંવર**—કેમ બેન તારી ચંદનગવરીને કહી આવી કે

**કીશોરકમલા**—હા બા હું કહીને આવી

**ધનપાલશા**—કોણ આવ્યુ હતું તેતુ મને કહે

**ચંદનગવરી**—પીતાશ્રી એતો મારી બેન પણી હતી કારણકે એના બાપે એના ઓચીંતા લગ્ન લીધાને તેથી એ મુને કહેવા આવી હતી ને એના માબાપ ઘણા ગરીબછે માટે પીતાંશ્રી આપ એને કાંઇ પૈસા ટકા જોઇએ તેની મદદ કરજો કારણકે મારી બેન પણીછે હુ બગીચામાં ફરવા ગઇ હતીતે આપણા માલીને ચંદનહાર આપી આવી હતી તેવખતે આપ મારા ઉપર ગુસ્સે થયા નહોતા માટે આપણે આવા વખતે એને મદદ ન કરીએ તો બીજો કોણ મદદ નકરે માણસ ઘડી વારમાં પૈસાદાર થાયને વળી કોઇ વખત એવો આવેકે ઘરમાં ખાવા નમળે પણ આવુ કાંમ કોઇનું કર્યું હોયતો ગામમાં સારી કીર્તી વધે ને એપણ મનમાં જાણેકે આપણુને સારી મદદ કરી

**ધનપાલશા**—હુંતારી બેનપણી કીશોર કમળાછે તેના બાપ પાશે હુંજાઉછુ નેકહીશં કે ભાઈ તુકશી વાતે ફીકરકરતો નહી એવી રીતે હુ કરીઆવુ છેને એમ કરીને જાયછે

**જેચંદશા**—કેમ શેઠ ધનપાળશા આજે આ મજીબપર

કૃપા દ્રષ્ટી કરી આવો પધારો તમે આવ્યાથી મારૂં ઘર પાવન થયું કારણકે મારા જેવાં ગરીબ નેત્યાં કોણ નેવળી આપ જેવા શેઠીઆ પધાર્યા તેથી મુને હર્ષ શામાટે ન થાય એવી વાત કરીને પછી પાન શોપારી આપેછે

**ધનપાળશા**—તારે કીશોર કમળા ના લગ્ન વખત કાંઈ પૈસા ટકા જાઈએતો કહેજે આતોતુને ખાનગી વાત કહુંછું ને કશી વાતે ફીકર કરતો નહી નેહુ ખાનગી સોનુ તથા મોતી લાવ્યોછું તેને વટાવી તુતારી છોકરીના લગ્ન કરજે નેફીકર કરતો નહી નેઅમે બધા લગ્ન વખતે સો જના તારે ત્યાં આવશુ

**જેચંદશા**—શેઠજી તમે મુને ઘણો ઉપકાર કરયો નીકળ મારા બુરા હવાલ હતા કારણ કેમારા ઘરમાં એક પઈ પણ નથી આતો તમારી શોભા માનજો એજ મારી વીનંતીછે



**કાન્તીલાલ**—આપણા આજે લગ્નછે ને પરમેશ્વરે પૈસો ઠીક આપ્યોછે પરતું આજે આપણે આપણા શેઠીઆઓને તેડીને પરણાવા જવુ ને બદોબસ્ત કરવાનો મારે છે કારણ કે મારાં ઘરમાં કોઈ કરનારનથી આતો જુગારનો પાસો ઠીક ફરી આવ્યો નેવેપારી લાઇનમાં ફરી ગયાને હવે આપણુને જુગારનું તો નામ નથી દેવું પરમેશ્વર વેપારમાં બરકત આવે તો ઠીક નહીતો વ્યાજમાં ખાઇને પડી રહેવુ ને મારો મીત્ર બણુ કશા કેમ નથી આવ્યો ના, આ સામો આવેછે એમ કરીને બા

શાએ જુવેછે કેમ ભાઇ મોડો આવ્યો

**બણુકશા**—ભાઇ મારે આજે કામ હતું

**કાન્તીલાલ**—આજે મારા વરઘોડાનો તારે બંદોબસ્ત કરી આપવાનો છે સરવે શેઠીઆ આપણી ન્યાતીના હોય તેને બોલાવી પાન સોપારી આપવાને શજ્જન માણસને શાથે લેવા.

**બણુકસા**—ઠીકભાઇ એબાબતમા તારેકાંઈ હરકત રાખવ નહી હુતારા કહેતા પહેલા બંદોબસ્ત કરી આવ્યોછુ માટે તારે તારા લુગડા પહેરવા માંડ કારણકે લોકોતો આવવા માંડયા ને પછી તુ ઘોડા ઉપર ક્યારે બેસસે

**કાન્તીલાલ**—લેનેભાઇ મે આલુગડા પહેરી લીધાછે ને. આવેતે માણસને બેઠકમાં બેસાડ નેહુનીચે આવુછુ

---

**જેચંદશા**—કેમ ગોર મહારાજ, કેટલી વાર છે. વરઘોડો તો હમણા આવશે માટે તે વખતે ફલાણી ચીજ નથી, તેથી તમને અગાડી ચેતાવુછુ.

**ગોર મહારાજ**— તમારે અમારી બાબતમાં કાંઇ શીકર કરવી નહી.

**જેચંદશા**— હવે આપણે પૈસા ખરચો કારણકે ધનપાલ શાએ મુને સારી મદત આપી પછી શુ કરવાને ચીંગુશાઇ રાખવી આપણે યાંતો મંડપ સારો બંધાવ્યો તે ધનપાલશા શેઠ ને લીધે

**ધનપાલશા**- બેન, ચંદનગવરી ચાલો હવે વખત થયો તમારી બેનપણીના લગ્નનો, ને હુ એના પીતાશ્રીને જે આપવુ હતું તે આપી આવ્યોછુ ને જન્મારા સુધી એનુ દારીદ્ર એનુ કાંઢી આવ્યોછુ

**ચંદનગવરી**- પીતાશ્રી આપની વાત સાંભળી મુંને બહુ આનંદ થાયછે ને એવા ગરીબોનુ કામ કરતા કાઇ પૈસા ખુટી જતા નથી એમ કહીને કહેછે લો ચાલો એમ કહીને ઉતરેછે ને પોતાની બેનપણીને ઘેર આવેછે.

**કીશોરકમલા**- કેમ બેન આવ્યા, તમારા પીતાશ્રીએ અમારા બાપને સારી મદદ આપી માટે તારો અને તારા પી તાંનો ઉપકાર અમારા ગરીબથી કેમ વલશે કારણકે આ પણ એક પુન્યનો રસ્તો છે ને તારા પીતાશ્રીએ પણ મારા માબાપ છે કારણકે તુ મારી બેનપણી માટે એમા કાંઇ નવાઇ.

**ચદનગવરિ**- તુ આનંદમાં છે એં જોઇ હુ બહુ ખુશ થાઉછું.



**કાન્તીલાલ**- ચાલો, બબુકશા કેટલી વારછે, તે હમને કહો, કારણકે હુતો લુગડા પહેરી તઇયાર થયોછુ.

**બબુકશા**- ભાઇ હવે વાર નથી સરવે શેઠીઆ આવ્યા છે માટે ચાલતું પછી કાન્તીલાલ નીચે આવેછે ને ઘોડા ઉપર બેસાડેછે ને વરઘોડો કહાડેછે.

**ધનપાલશા**- ભાઇ જેચંદશા આ વરઘોડો આવ્યો મા

કે તુ હવે તયયાર રહેજે.

જેચંદશા– એમા કાંઈ હરકત નહી. એટલામાં વરઘોડો આવેછે ને સરવેને બેસાડે છે ને વરને મંડપમાં પધરાવેછે ને કન્યાને મંડપમાં પધરાવેછે ને પરણી રહેછે એટલે ધનપાલશા પહેરામણી આપેછે આ જોઈ સૌ વીસ્મય થઈ જાયછે ને પછી સરવેને વીદાય કરેછે

પ્રેમકુવર– બેન કીશોર કમળાનુ લગન ઠીક થયુ કારણ કે પરમાત્માએ આપણી દાદ સાંભળી માટે સજ્જન પુરૂષોની ભાઇ બંધી રાખવી ને મીત્ર પણ સારા રાખવા કે એક બીજા ને કામમાં આવે, અને શેઠીઆએ પોતાના સગા કુટુંબના દુખ હોય અગર ગ્નાતીના દુખી હોય તેઓની સંભાળ લેવી નહીતો તાલી મીત્ર હજારો મળે માટે ભાઇઓએ આવો પ્રસંગ વખત પૈસો ખરચે તેનુ પુન્યછે પઇસો આજછે ને કાલે નથી માટે આવુ કામ કરતા રહેવુ ને એક બીજાના સંકટ વખતે સાહ તા કરવી એવી મારી સરવે જનોને પ્રાર્થના છે.





હમદશા–આજે હવે મારે બેદરપુરાનો અધી કાર મુકી દેવો પડશે કારણ કે આપણા બાદ શાહ સાહેબે મારી ઉપર લખાણ મોકલેલું છે કે મારી હજુરમાં તારી બદલી કરવામાં આવ શે અને તારી જગ્યા ઉપર દામાજીને નીમવા માં આવે છે એવી રીતે મારા ઉપર હુકમ આવ્યો છે માટે

ભાઇ કરીમખાં આપણે તમામ બેદરપગનો અધીકાર આપવો ને તેમાં કાંઇ ભુલ ચુકતો નથી પછી તો ખુદા છે કારણ કે આપણાથી કેટલીક જગ્યાએ આપણું ધ્યાન રહે, પણ મારા સાંભળવામાં આવ્યું નથી કે મને આજદીન સુધીમાં બાદશાહ નો ઠપકો મલ્યો હોય એમ મને શાંભરતુ નથી.

**કરીમખાં**--સાહેબ આપ સચ કહેતા હો પણસાહેબ આસામે કોણ આવેછે

**મહુમદશા**-એતો દામાજી બેદરપુરાકા અધીકારી આતા હે માટે ઇસ્કુ સલામ કરના કારણકે અમતો થોડી દેર ઇદર રહેગા નેતેરેતો ઇદર રહેનાહે માટે તારે બરોબર કામ કરવુ નહીતો રજા મીલશે એતુમેરેકુ કહેતાહું

**દામાજી**-કેમ ભાઇ મહુમદશા એમ કહીને સામાસાંમી સલામ કરેછે ને એક બીજાને સામાસામી લખાણ બતાવેછે

**મહુમદશા**--મેરે ઉપર તો લખાણ આ ગયા હે માંટે તમને પુછવાનું કાંઇ રહયુ નથી ને આ પેટી લઇ લો ને આ બધા કારકુનો તમારી હજુરમાં છે એમ કહી સરવે બીના બતાવે છે ને પછી જાયછે.

**દામાજી**-ભાઇ સાહેબ આપનો જુના માણસ છો ને તમારા જેટલો હુ વાકેફગાર નથી ને જયારે બધી તપાસ મારા મગજમાં આવશે ત્યારે હુ કામ ચલાવીશ. કારણ કે માણસે પોત પોતાની નીતીથી વરતવું એ પોતાનુ કર્તવ્ય છે માટે મારે બધી બાબતમાં વાકેફગાર થવુ જોઇએ પછી કાંઇ હરકત નહી આવે કારણ કે કામ કામને શીખવે છે.

**મહુમદશા**— તમારે કાંઇ ફીકર કરવા જેવુ નથી, ને બે ધડકથી રાજનો બંદોબસ્ત રાખો ને ન્યાય અદલ આપવો જે થી આપણને કાંઇ બાબતથી ઉપરી અમલદારની બીક ન રહે ને સારૂ કામ બનાવવુ એ આપણી ફરજછે, બીજુ કાંઇ નથી માટે તમારે બે ધડકથી રહેવુ પહેલ વહેલુ અઘરૂ લાગશે ને પછી કહેશો કે એમાં કાંઇ નથી એમ કહેશો ને હવે હુ પંઢરપુર જાઉછુ એમ કરીને રજા લેછે ને પંઢરપુર તરફ રવાના થાઉછુ.

**ધનપાલશા**— બેટા, હવે તારા સસરા આવવાનાછે માટે તારે જે જોઇએ તે કહે, કારણકે પછી કેશે કે મારા પીતાશ્રી એ મુને કાંઇ ન આપ્યુ એવી રીતે કરીશ.

**ચંદનગવરી**— પીતાશ્રી મારે કાંઈ જોઇતુ નથી કારકે મારે કાંઈ ઓછુ નથી તમારે ત્યાં જેટલુ ધન છે તેથી મારા સસરાને વધારે છે કારણકે આપ જરા પ્રતીષ્થા વાળા કહેવાવ છો ને મે જરીક ચીંગુસ એટલે એની પ્રતીષ્ટન મળે પણ એમા હરકત નહી ને તમારી આખરે ખાનાર કોણછે તમે કાંઈ બી જાને તો આપી નહો, માટે કાંઈ લઈ જવાની જરૂર નથી. પીતાજી જુઓ મારા સસરાજી આવેછે મારે ધનને શુ કરવુછે, મારો પતી જરાક ગાંડો હતો તે સાજો થયો તે જોઈ મારૂ મન બહુ પ્રફુલીત થાયછે પછી પોતાની માને કહેવા જાયછે.

**ધનપાલશા**—કેમ, લાલદાશ શેઠ તમે મારા ત્યાં આવ્યા તે જોઇ મુને બહુ આનંદ થાયછે કારણકે આપ જેવા વેવાઇ મુને મલત નહી પણ પરમેશ્વર જે કરેછે તે સારૂજ કરેછે ને

તમને આવતા જોયા ત્યારથીજ મેં બંદોબસ્ત કરાવી લીધોછે કારણકે ચંદનગવરીના સસરા તેડવા આવશે, એ અમને લાગ તુ હતુ માટે ખુશીથી તેડી જાવ વળી આપ જેવા અમારા સગા થયા તે જોઇ અમને આનંદ થાયછે બેટા ચંદનગવરી તારે તારા સસરાના કહેવા પ્રમાણે વર્તવુ કારણકે અમે જેવા માબાપ છે તેવા તારા સાસુ સસરા પણ માબાપ જેવા છે માટે એમને દુઃખ દેવુ નહી એમનો જો આશીષ મળે તો કોઇ દીવસ ભુખે કે તરશે ન મરે શ્રવણે પોતાના માબાપની કેવી સેવા બજાવીછે તે સાંભળ.





શ્રવણ કરીને એક છોકરો હશે તે પોતાના મા બાપની શેવામાં રહેતો ને એમને જરાકે દુઃખ દેતો નહી ને આખો દીવસ પોતાના માબાપ કહે તે પ્રમાણે વર્તતો હતો ને શ્રવણની વહુ હતી તે પોતાના સાસુ સસરાના કહેવા પ્રમાણે રહેતી હતી ને આખરે મોક્ષ ગતી મળી માટે સાસું સસરાની સેવા ચાકરી કરવી એ આપણી ફરજછે માટે બેન મારી વાત ધ્યાનમાં રાખજો

ચંદનગવરી— પીતાથી તમારે કાંઈ બાબતની ફીકર કર વી નહી જગકર્તા પરમેશ્વર સૌનું સારૂ કરેછે માટે મારી બાબત નચીંત રહેવું

**લાલદાસ**—બેટા ચંદનગવરી ચાલો હવે આપણે ઘેર જઇએ

**ચંદનગવરી**—ચાલો સસરાજી એમ કરીને જાયછે નેપો તાને ઘેર આવેછે નેપોતાની સાસુને પગે લાગેછે

**કસ્તુર**—બેટા સુખી રહો એવો આસીવાદ આપેછે ને સલાહ સંપતથી ઘરમા કામ કાજ કરજો ને કોઇની સાથે લડતા નહી એવી શીખામણ આપેછે ને ચંદનગવરી પોતાના દીવાનખા નામાં જાયછે

**સઠદાસ**—કેમ મારીપ્રાણ પ્રીયા આજે આપણે ઘણાં દી વસે મેલાપ થયો હુજ્યાર નો બગીચે થી ગયો ત્યારનો મારો જી વતમારામાં નેતમારામાં લાગી રહયો હતો

**ચંદનગવરી**—પ્રાણનાથ તમેજ્યારે બગીચામાંથી ગયા ત્યારે મુને એક મુરછા એવી આવી હતીકે બેકલાકે મુનેભાન આ વ્યુને મારી સખીઓ રડવા જેવી થઇગઈ હતી

**સઠદાસ**—જ્યારે અરસપરસ પ્રીતી બંધાયછે ત્યારે જા ણે કેમ શાકરનો લાડુ મલ્યો નેપછી એક દમ વીખુટી જેવી અર સપરસ થાયછે ત્યારે બહુદુખ દાઇ થઇ પડેછે માટે પ્રીયા તારે બધી બાબતની ફીકર છોડીદેવી

**ચંદનગવરી**—જયારે પરણીને તમને દુધ આપવા આવી હતી ત્યારેતો મે પુરણ નીસાસા નાખી હું ગઇ હતી ને જગકર તા પરમેશ્વરને મે કહયું જે મારૂ આવુ જોડુ તેસાને માટેકર્યું તેજો ઇ મારૂ દીલ બહુ ખેદ પામેછે મટે મારાથી તમને સબ્દ કહેવા યા નથી ને કહવાયા હોય તે બાબતની મુને માફી આપશો હું આપની સદાની અર્ધાંગના કહેવાઉં ને પતીએ પરમેશ્વર તુ

ણ્ય ગણુતો ને સારે કે માઠે પતી આપણુ રક્ષણુ કરેછે ને જેમ દુખી હોઇએ તો હજારો ઊપાયો લઇ હમારી રક્ષા માટે તમારૂ મનથાય તેથી પરમેશ્વર પાશે એવુ માગવુ જોઇએ કે હમારા પતીનુ આયુષ્ય વધારેં અને સગા વહાલામાં સંપ રખાવો એવી હમે પ્રાર્થના કરીએ અને એ હમારી ફરજ માટે હમે કોઇને પાડ ન કરીએ

**હામાજી**—કેમ ભાઇ કરીમખાં રાજ્યની વ્યવસ્થ કેવી ચાલેછે

**કરીમખાં**—સાહેબ દીન પ્રતી દીને રાજયની હકીકત સારીછે ને આપ સરકાર પણુ રૈયતને સારો અને અદલ ન્યાય આપો છો ને આખા રાજ્યમા આપ સાહેબનુ સારૂ બોલાયછે પણુ હાલના વરસમાં વરસાદ નથી માટે દેશમાં દુકાળ પડશે એમ મને લાગેછે

**હામાજી**—ભાઇ કરીમખાં દુકાળ નહી પડસે ને લોકોને ખાવાને પણુ અન્ન હોય કે ન હોય એવું મને લાગેછે ને થવાનું હશે તે થશે પણુ ગરીબ આદમી નું શુ થસે એતો વીઠુબા ના હાથમાંછે

---

ખબર પડતી નંથી મુજને
કહુ શુ હું કરીમખાં તુને ખબર ૧
પડયો દુકાળ આ રાજ્યમાં
રંક લોકો નહી કાજમાં ખબર ૨

ગરીબ ઘર ડોલવા લાગે
તારા વીનાં કોણ ભીડ ભાંગે ખબર ૩
આલમની ફીકર તુને રે વીઠુ
અત્યાર સુધી આવુ ન દીઠુ ખબર ૪
માટે તુ કરજે રે સહાય
નમી નમી લાગુ તુને પાય ખબર ૫

**કરીમખાં**—આપણુને જેણે પેદા કરેલાછે તેને બધી ફીકરછે માટે આપણી ફીકર શું કામ લાગે પણ સાહેબ આપણા દાર આગળ બ્રામણો જેવા આવેલા મને માલમ પડેછે

**દામાજી**—એમને તમે બોલાવો કારણ કે આપણા બારણા આગળ બ્રાહ્મણોના પગલા ક્યાંથી જેનુ ભાગ્ય ઊદય થયુ હોય તેના ઘર આગળ બ્રામણ માટે એમને બોલાવો

**કરીમખાં**—ભાઈ અહી આવો

**બ્રામણો**—સીપાઇ પાસે આવેછે ને બોલેછે

ભક્ત શીરોમણી દામાજી ઉપકારી
માગલ્ય વેડયામાં એતો કારભારી
જેના માહે સદગુણનો ભંડાર
બાદશાહ ની પ્રીતી એપર અપાર
કરે ન્યાય અદલ ત્યાં ભક્ત જ્યાં
કરે કામ કામ કામ પંઢરપુર



દામાજી— કેમ ભાંઇઓ આહી આપનુ પધારવુ શા માટે થયું છે તે કૃપા કરી કહેવા મહેરબાની કરશો.

બ્રાભણ—આવો દુષ્કાલનો વખત જોઇ હમે આપની પાશે પધાર્યા છીએ માટે હમારૂ દુઃખ કહાડવા કૃપા કરશો કારણકે હમારા ઘરમાં ખાવાને ધાન્ય નથી માટે હમારે શું ખાવું ને ઘરમાં છોકરાં મારા મારી કરેછે ભુખે તરફડે માટે અન્નનો ઉપકાર કરવા કૃપા કરો બીજુ આપણી પાશે કાંઇ માગવા નથી આવ્યા

દામાજી—ભાંઇ કરીમખાં આપણા મોદીને ત્યાં જાવ ને એ પાંચ છ બ્રાહ્મણો જે આવેલાછે તેઓને એક એક વરસનું અન્ન અપાવજો ને જે પૈસા થાય તે મારી પાસે થી લઇ જજો ને આપી આવજો ને આખરે ખરૂ પરમાર્થ કાર્યછે

કરીમખાં—સરકાર અબી જાતાહું ને આપણા કહ્યા મુજબ બ્રાહ્મણોને ધાન્ય અપાવી આવું એમાં શું છે એમ કરીને બ્રામણોને મોદીને ત્યાં લઇ જાયછે

મોદી—કેમ કરીમખાં ભાઇ આપને હમારે ત્યાં આવવુ પડ્યુ તે હુકમ હોય તે કહો

કરીમખાં—આ બ્રાહ્મણોને એક વર્ષનુ અન્ન આપો કારણકે હમેરા ઉપરીએ કીયા હે ને જે પૈસા થાય તે કહો.

મોદી—એમાનો હીસાબ હમણા હું કહુંછું અનાજનો હેસાબજો એમ કરીને હીસાબ કરેછે ને કહેછે કે રૂપીઆ. નવસો થયા માટે મેતાવજો

કરીમખાં—કુચ્છ ફીકર નહી ને બ્રામણોને લઇ જાયછે ને કહેછે કે એ બ્રામણને રૂપીઆ નવસોનુ અનાજ અપાવ્યુછે ને પુછી જુવો કે અનાજ અપાવ્યું કે નહી

બ્રામણ—સરકારે ધાન્ય અપાવ્યુ ને આપનો જય થાવ ને તમારા જેવા પુન્ય કરનારા પુરુષો આખી પૃથ્વીમાં ન જોયા કારણકે સવાલ કરયો તે મંજુર વાહ! તમારો આખા આલમ માં જય થાવ, એવો અમારા બ્રાહ્મણોનો આંર્શીવાદ છે. એમ કરી બ્રાહ્મણો સૌ સૌના ગામમાં જાયછે ને દામાજીનો જય થાવ જય થાવ .એમ કહેતા જાયછે

દામાજી— મારી રજા થોડા દીવસ ચડી છે માટે હુ મારે ઘેર જાઉછુ ને હમણા તહેવારના દીવસોની રજા છે માટે કરી મખાં આ ઘરની સંભાળ રાખજો એમ કહીને જાયછે ને પોતાની સ્ત્રીને તેડી આવેછે ને એના કાકી હતા તે એ નોકરી પર ગયા તે વખ્તે મરીં ગયા તે એને ખબર પડી હતી પછી પોતે પોતાની સ્ત્રીને ઘેરથી આવેલાછે ને પોતાની નોકરી પર હાજર થાયછે.

કરીમખાં—કેમ સાહેબ, આવી પહોંચ્યા આપણને જતા કેટલીવાર ને આપણે કાંઇ પગે ચાલવુ પડેછે ઘોડાને પગે ચાલવુ પડેછે માટે આપણે એમા ફીકર શુ આજના માણસો એક દીવસમાં વીસ પચીસ ગાઉની મુસાફરી કરેછે તો આવા તેજી ઘોડાને શું વાર લાગે.

કરીમખાં—સચહે બાપુ.

બ્રામણ—પોત પોતાના ગામના બ્રાહ્મણોને કહેજે તમે

અહી શુ કરવા મારામારી કરોછો આપણા સરદાર દામાજી તેમની પાશે જાવ તમને જેટલુ અનાજ જાશે તેટલું અનાજ આપશે અમે તો પાંચ જણ ગયા હતા તેઓ એક એક વર્ષ નું લઇ આવ્યાછે માટે આપણા તમામ ગામના બ્રાહ્મણો જાવ એતો બધાને અનાજ આપશે માટે બેશી ન રહો ને જાવ એવુ સાંભળી આખા ગામના બ્રાહ્મણો દામાજીના ઘર આગળ આવ્યા ને પોકાર કરવા મંડયા છે.

બ્રાહ્મણો—શીકર દામજી તુજને છે

હમો આવ્યા તારે આશરે — શીકર

અન્ન વીના ફરીએ હમે આ પૃથ્વીની માંય
માટે સંકટ માહરૂ દુર કરોને આંય
અરજ એટલી સ્વીકારોને
નહી બ્રહ્મને ધીક્કારો રે
આશરો લાધો તાહરો ને કરજે હમને સાય
અન્ન નહીજો આપશે તો જીવ હમારો જાય
માટે કરજે અમને સાય
નહી તળવળી મરશું આંય — શીકર

બાળક ઘરમાં ટળવળે તે સાંભળો હમ સરદાર
બળ્યુ જીવવુ આ સૃષ્ટીમાં હમનેછે ધીક્કાર — શીકર

દામાજી—હું આ હવે આપણે શું કરવુ નહીતો આ બ્રાહ્મણઆપણા ઘર આગળ મરશે ને આપણને બ્રમ હત્યા લાગશે તારે શું કરવુ ને એટલાં બ્રાહ્મણો આવ્યાછે કે આપણાથી એમનુ પુરૂ કરી શકાએ નહી ને જો કેતી હોયતો આ બ્રાહ્મણોને અનાજ ના કોઠાર લુંટાવી દઉ કારણ કે અનાજ

ના કોઠાર આપણા થી અપાય નહી માટે શુ વીચાર કરવો એની મને સુજ પડતી નથી ને બ્રામણો એવા કલ્પાંત કરેછે કે આંપણુંાથી બારીએ જોઇ શકાય નહી ને એની જોડે એના છોકરા તળવળેછે ને ઘરમાં પણ નાના છોકરાઓ હશે તે પણ ટળવળના હશે માટે મારાથી જોઇ શકાતુ નથી તેથી આપ મારી સલાહ આપો જો ધાન્ય લુટા વીશુતો રાજા મુને ફાંસીથી ચડાવસે કારણ કે મારી પાસે એના કોઠારમાં અનાજછે તેટલા પૈસા પુરા પાડવાને તેહુ વીચારમાં પડયોછું ને બ્રાહ્મણ અન્ન લેવા આવ્યા છે તેથી તુને પુછુંછુ કારણકે આતો મોટુ જબરૂ કામ કરવાનુછે તો પોતાની સ્રી ની સલાહ પુછવી જોઇએ કારણકે સ્રી અર્ધાંગના કહેવાય ને હુ દુઃખી થાઉ નેતું દુઃખી થાય માટે તારી સલાહ મારે પુછવી જોઇએ

**દામાજીની સ્રી**—હે મારા પ્રાણપતી આ જગકર્તાને આખી સૃષ્ટીની ફીકર છે માટે આપણે બ્રાહ્મણોનુ સંકટ કાઢવુ એ આપણો ધર્મ છે કારણકે એ બાચારા કોની પાશે માગશે આવા કાર્યમાં કાયર ન થવુ ને આપણો વીઠુબા કરે તે ખરૂ બ્રાહ્મણો આપણા ઘરઆગળ કયાંથી શાક્ષાત ભગવાનને લક્ષ્મી જી એ બેએ રથમાં બેસાડી ભ્રગુરૂષીને પંડે તેડા લઇ ગયા હતાં માટે આપને બ્રાહ્મણોનુ દુઃખ નીવારણ કરવુ એ આપનો ધર્મ છે ને નર્મદા નદી આગળ ભ્રગુરૂષીં થયા છે ત્યાં પણ પ્રલાદ થયા હતા નેતે અસલ ગામ શ્રોણીતપુર કહેવાતુ હતુ ને વામનનુ રૂપ લઇ શાક્ષાત પરમાત્માએ બ્રમનુ રૂપલઇ માગવા નીકળેલા તે વખતે

બળીને ત્યાં પ્રગુરૂષીના આશ્રમ છે ત્યાં ચાંપેલો માટે આપને બ્રાહ્મણોને કોઠાર લુટાવોજે થવાનુ હશે તે થસે ને આપણા હાથ નીચે કારકુનછે તે બાદશાહને ચાડી ખાસે તો હરકતનહી પણ પરમાર્થ કામ પેલુ કરવુ આવુ કામ ફરી ફરીને નહી આવે માટે સુખેથી જે કાર્ય કરતા હોય તે કરો વીઠુબા આપણી લ જ્જા રાખશે કારણકે એના વીના આપનો કોઇ બેલી નથી ને આપને એને આસરે પડેલા છે માટે જે થવાનુ હસે તે થસે ને બ્રાહ્મણોને અન્ન કોઠાર ઉઘડાવી આપો વીઠુબાનુ નામ દઇ ને જરાકે તમારે બીવુ નહી આપને આ રાજમાં સુખ ઘણા વરશ ભોગવ્યુ ને આ વરશ આવા કામમાં દુઃખ ભોગવશુ તો કાંઇ હરકત નથી

**દામાજી**—ધન્ય છે સ્ત્રી તારા જેવી હીમત આપનારી આવી સ્ત્રી કોઈ દહાડો નજરે નથી દીઠી કારણકે જેકોઠાર લું ટાવવાનોછે તે પરમાર્થ કામછે પણ આવી લાવણ્યતાના શબ્દ જોઇ મારૂ મન બહુ પ્રફુલીત થાયછે ને તુ જ્ઞાન વાળીછે.



**બ્રાહ્મણ**—જેની સ્ત્રી પ્રતી વ્રતા નાર
જેનો રંભા તણો અવતાર
મુખા વીદે કોમળ કોયલ જેવા સ્વર
સતી સણગારમાં પહેરે નીત્ય અંબર
નયન બાણ ભ્રગુટી બાણ ટીલી તાણુ
નહી ખામ, ખામ, ખામ, પંઢરપુર

વાહ! વાહ! મમમાયા અન્ન પુરણા દેવી તરીકે અમે માનીએ છીએ ને તમે આપશો, તમારા જેવો અન્નનો ઉપ કાર કોઇએ કર્યો નથી ને કર્યો નહી આતો ફક્ત નોકરી કરીને આવી હીંમત કોઇથી ધરાય કે ન ધરાય માટે હે પ્રતીવ્રતા સ્ત્રી આપનુ અખંડ શૌભાગ્ય રહો એવી અમારા તમામ બ્રાહ્મણો ના આર્શીવાદછે કારણ કે અન્ન જેવુ પુન્ય કશુ નથી ને પાછા હજારો બ્રાહ્મણો આપણે ઘેરે ભીખ માંગવા નહોતા આવતા ને વલીએક બ્રાહ્મણ નોતો મલતો આતો શુ કરીએ કે ઘરમાં ખાવાને નહી તે આ દશા અમે સરવે પ્રાપ્ત થયા છીએ માટે આપનો જય થાવ જય થાવ એવો અમારો અર્શીવાદ છે.

**દામાજી**—લાવો ત્યારે અન્નના કોઠાર ખોલી આપુ જે થવાનુ હશે તે થશે એમ કરીને કોઠાર ખોલી આપેછે ને ગામ માં દામાજીનો જય થાવ એવા શબ્દ બોલો બ્રાહ્મણો. ગાડા ભ રી લઇ જાયછે ને અમલદારો તથા અધીકારીઓ કહેછે કે આ દામાજીએ શું કરયુ એ મનમાં વીચાર કરતો નથી કે આ મુશ લમાનનું રાજ્ય છે એતો બાદશાહ આ સરવે હકીકત જાણશે તો એકદમ ફાંશીએ ચડાવી દેશે કારણકે એને સુજ્યુ તેમ કરયુ એવા વીચાર કરેછે અને દામાજી બધાના શબ્દ સમજેછે કાર ણકે છાસ લેવા જવી ને દોણી શામાટે સંતાડવી જોઇએ પછી બ્રાહ્મણોને કહેકે તમારે કશી વાતે ફીકર કરવી નહી ને જેટલુ જોઇએ તેટલું ધાન્ય લઇ જાવ હું પરવાનગી આપુછુ.

**બ્રાહ્મણો**—શાબાશ છે દામાજી તેં આ સ્રષ્ટીમાં ખરેખર નામ કાડ્યું ને તારા જેવા બ્રહ્મણની રક્ષા કરનારાઓ થશે નહી

માટે તારી માત પીતાને ધન્ય છે તમે હજારો બ્રાહ્મણોને સંકટ માંથી છોડાવ્યા ને બધાં ગાડા ભરીભરીને લઇ ગયાં ને તારા નામનો જયજય થાવ એમ કરતા ગયાં માટે આના જેવુ પુન્ય નહી કહેવાય અમારી દશા ખરાબ જોઇ તેથી તે આવી સાહ્યતા કરી ને તુ સંકટમાં આવી પડયો માટે અમારો અંતઃકરણ એવો આર્શીવાદ દેછે કે તારો આખા આલમમાં જય થાવ એવુ વીઠુબા પાસે માગીએ છીએ.



દામાજી તમે આવો લીધોરે તમે લાવો
વીઠુબા બચાવો ફીકર એની તજાવો દામાજી
દરીઆમાં ડુબતુ નાવ દામાજીને બચાવ
પ્રીતેથી તુ અપાવ હજારો શીરપાવ દામાજી
ટળવળતા અમ બાળ જીવ જાય તુંતકાળ
લીધી તે સંભાળ બ્રહ્મને લડાવ્યા લાડ દામાજી
આલમમાં થયુ નામ, બ્રાહ્મણનું કીધુ કામ
કરે સહાય ઇટવર સ્યામ નહી રાખજોરે ખામ દામાજી
એવી અર્જછે અમારી લેને રેતુ સ્વીકારી
દુઃખ કાપ્યુ બ્રહ્મનુ ભારી બજે સાહ્ય ઇટવર હારી
—દામાજી

એટલુ બોલી તમામ બ્રાહ્મણો પોતપોતાના ઘેર જાયછે ને દામાજીની આશીસનાં એના હાથ નીચેના માણુસો દેખી શ

કતા નથી, તેમાંથી અવલ કારકુને દામાજીની હકીક તનો બાદશાહ ઉપર કાગલ લખ્યો તે એવો કે દામાજી મજમુ નદારે તમારી રજા વગર તમારા ધાન્યના કોઠાર લુંટાવી દીધા ને કોઠારમાં એક અનાજનો દાણો પણ નથી ને આ કાગળ મેં લખ્યો છે તે બરાબર છે માટે તે બાબતનો આપ બંદોબ સ્ત કરાવશો કારણકે આખા શહેરમાં એમ કહેવાયછે કે દામા જીએ બાદશાહની રજા શીવાય બ્રાહ્મણોને કોઠાર લુટાવી દીધા તે આપને જાણ થવા લખ્યુ છે. માટે એની તપાંસ કરવી કે ન કરવી તે આપ સાહેબ મુખત્યાર છો અમારેતો કાંઇ રાજમાં ગેર વ્યવસ્થા થાય તે ખાનગી રીતે જણાવવુ એ અમારો ધર્મ છે માટે અમે જણાવીએ છીએ.

**કરીમખાં**—સાહેબ, આપણા અવલ કારકુને આપે જે કોઠાર લુતાવ્યા તે બાબત બાદશાહને ખાનગી કાગલ લખી મોકલ્યો માટે તમે ચેતના રહેજો બાદશાહ સાહેબનો આપણી ઉપર કાંઇ હુકમ આવવો જોઇએ.

**કરીમખાં**—કેમ કારકુન સાહેબ આ તમે સારૂ કરયું એક દમ બાદશાહ ને લખાણ તમે મોકલ્યું એવુ મારા સમ જવામાં આવેછે વાહ આ તમારી રીત સારી પોતાના અમલ દારની ચાડી ખાધી તે સારી

**નંદદત**—ત્યારે શું રાજ્યની અંદર જેમ થાય તેમ થવા દેવુ તમારી ખુબી બહુ સારી કારણ કે તમે રાજ્યના ઘણા માનીતા માટે દુનીઆ પર જુલમ ગુજારવો ને જેનું ખાવુ તેનુ ખોદવુ એ સારૂ ન કહેવાય કારણ કે જે રાજ્યમાં આપણે

રહેતા હોયતો તે રાજ્યના ગુણ ગાવા જોઇએ નહીતો દુખી થઇએ

**મહુમદશા** શાહેબ આપણા બેદરપુરામાં દામાજીએબહુ કેર વરતાવ્યો એવુ આપણા નંદદતના લખાણ ઉપરથી માલમ પડેછે જુવો સાંભળો

બાદશાહ બરોબર કાગળ વાંચજો મ્હારો
બેદરપુરાનો કોઠાર લુટાવ્યો તમારો બાદશાહ
તેમાં ધાન્ય તણો ભંડાર હતો બહુ ભારી
તે અર્જ સાંભળો અમ સરદાર સ્વીકારી—બાદશાહ
બ્રહ્મ પુત્ર હજારો અન્ન લેવાને મંડયા
જેની ખુશીમાં આવે તેમ તુટી પડયા બાદશાહ
એવો અમલ બજાવ્યો આપ રાજ્યની માહી
એવી રીતે વર્તાવ્યો અન્નાય અતીશે આંહી—બાદશાહ
સબ નોકરો કરે પોકાર કર્યું નહી સારૂ
એણે સારૂ ઇચ્છુ નહી અમ સરદાર તમારૂ—બાદશાહ

**બાદશાહ**—વાહ! દામાજી તેંતો મારી નોકરી બરોબર બજાવી મેં મારા બેદરપુરાનો અધીકાર બનાવ્યો તે આટલા સારૂ મારૂ આખુ રાજ પાયમાલ કરવા બેઠો હુ જાણતો હતો હતો કે દામાજી પ્રમાણીક માણસ છે તેના ભરોશાને લીધે મેં તને આવી નોકરી આપી ને મારો માણુસ હતો તેને મેં બોલાવી લીધો પણ યાદ રાખ હવે તુને ફાંશી ચડાવીશ એવુ મારૂ મન થયુછે માટે મારા વહાલા સરદારો એકદમ તઇયાર થઇ

દામાજીને મારી પાશે લાવો કારણકે બેદરપુરામાં લશ્કર પણ ઘણુંછે ને એને આપણે મોટો અધીકારી બનાવ્યોછે માટે આ પણા સામુ થાય માટે લશ્કર લઈ ભાઈ મમદશાહ તુમ ઇસ્કુ ઇદર પકડ લાવ ને ઇસ્કુ ફાંશી ચડાવ જબ મેરેકુ ઠીક હોયગા નહીતો ત્યાં સુધી મેરેકુ ઠીક નહી હોયગા.

---

**બાદશાહ**—સબ હોંસીઆર થાઓ તેયાર
દામાજીને લાવો આવાર
લશ્કર કરો ને ત્યાં જઈ કુચ
આપ્યો અધીકાર જાણી ઉચ    સબ
બેદરપુરા છે મારૂ ગામ
ધાન્ય લુટાવ્યુ મારૂ તમામ
જેવી કરણી
પાર ઉતરણી    સબ
વાહ વાહ મુજ પર કીધો કેર
નથી જોઈ મારી શમશેર
બાંધી લાવો
આંહી આવો    સબ

**મહમદશા**—ઇસ્કુ મે અબી લાતાહું ઇસ્મે ક્યા હે
પય દલશે પય દલશે જઈએ તમામ
બાંધીને પકડીને કરશુ રે કામ

ઘણા દીવસ કરાવીછે લેર
બાદશાહ મારશે તુજને. ઠેર                પયદલસે
ફાંશી લટકાવશે એનેરે એમ
ગજબ ગુજાર્યો દામાજીએ કેમ
વગર વીચારયુ કરયુ એને કામ
વારે ચડશે કેવા વીકલ શામ                પયદલશે
માનીતો માનીતો જે રે કહેવાય
તે કૃત્ય પ્રમાણે ગોથારે ખાય
ચાલોને ચાલોને મારારે ભાઇ
જલદી લાવોએ દામાજીને આહી                પયદલશે



એમ કરીને લશ્કરકુ ચકરાવતો કુચ કરાવતો મહમદશા દામાજી જે ગામમાં અધીકારીછે ત્યાં લઇ જાયછે ને એકદમ કીલ્લાની આસપાસ ફરી વળેછે ને આખા ગામમાં એમ થઇ રહ્યુ છે કે આપણુને લુટીને લઇ જશે એવી રીતે લોકો કહેછે ને બોલેછે ને સરવે જનો પોતપોતાનો જેમ આવે તેમ બચાવ કરવા મંડી ગયાછે.

**દામાજી**—આપણા કીલ્લાની આસપાસ બહુ તોફાન મચી રહ્યુછે ને લશ્કર આવ્યુછે માટે હવે આપણે કેમ કરવુ તેની મને સુઝ પડતી નથી.

**રમા**—હે મારા પ્રાણપતી હવે આપણે બીક

રાખીને બેશવુ નહી કારણકે આપણે માલીક થઇને રાજાના અન્નના કોઠાર લુટાવ્યા માટે આપણા કીલ્લાનાં દરવાજા ખોલી કહાડો ને બાદશાહનો જે હુકમ હોય તે ફરમાવો એવી રીત કહે.

**દામાજી**—હુ બીતો નથી કારણકે આપણે કોઠાર લુટાવ્યા તે વખતે બીક ન રાખી ને હવે બીક રાખવી એ મુને પકડવાને આવ્યાછે એમ મારા સમજવામાં. આવેછે ને જોહુ તોફાન કરૂ તેને માટે આ લશ્કર મોકલ્યુ છે પણ આપણે એની સામુ ન થવુ કારણકે એનું અન્ન આજ સુધી ખાધુ ને પાછો એની સામું થાઉં એતો નીમકહરામનુ કામ કહેવાય માટે એને કીલ્લાના દરવાજે ઉઘાડી આપુ મારી જાતે ને એ લશ્કરને કહુ કે તમે કીલ્લાની અંદર આવો ને પડાવ નાંખો ને જમી કરી મુને લઇ જવો હોયતો લઇ જજો એમ એમને ધારણા આપુ તો એ બધા જાણે કે દામાજી જેવો પ્રમાણીક માણસ કોઇ નથી એમ જાણે કારણ કે ગામના લોકો બીવા મંડયાછે ને કહેછે કે આપણુ હવે શું થશે આ તો કોઇ લશ્કર આપણી ઉપર ચડી આવ્યુંછે એવી રીતે બધા બીએછે માટે એમની બીક મટાડવી એ આપણી ફરજછે એમ કરીને કીલ્લાના બારણા ઉઘાડેછે

**મહમદશા**—ભાઇ દામાજી તમને બાદશાહ બોલાવે છે ને એવો હુકમ કરયો છે કે એને ફાંસીએ ચડાવવો એવી રીતે હુકમ ફેલાવેલો માટે તમને ફાંસીએ ચડાવશે ને અમને કેદ

કરી ત્યાં લઇ જવાના છે માટે ચાલો.

**દામાજી**—નથીરે દરકાર, મારા દેહની આવાર
પરમાર્થે કરવું એ સઘલુ સમજીછું એ સાર
બ્રાહ્મણના રક્ષણ માટે થયો હું તયાર
શાને માટે સરવે કાઢયા છે હથીયાર નથી.
વખત ઘણો વીતી ગયોછે મારા ભાઇ
મોકલોને આંહી જઈ બાદશાહને તાંઇ
મહમદશાહ સમજે સાર દુનીયાનો મોટો ભાર
પછી બાંધી લઈ જાઓ કેદ કરી નીરધાર નથી.

---

માટે ભાઇ મહમદશા તમે જમી લો હું તમારી શાથે આવવાને તઇયાર છું.

**મહમદશા** - ભાઈ તારી એવી મરજી છે તો અમે બધા જમીને જઇશુ તો કેમ ! માટે સરવે ભાઇઓ બેસો ને સૌ હથીયાર મ્યાન કરી દો અને પછી જમી કરીને જઇએ.

**દામાજી**—ભાઈ જરાક શરમ તો રાખી માટે તમારો આવો ઉપકાર કેમ ભુલીશ અને તમારો બદલો વાલવાનો વખત હવે આવવાનો નથી. એમ પણ હું સમજુ છુ. પરંતુ હમણાં રંધાવો ને જમો એમ કહી દામાજી સરવે રસોઈને માટે શીધુ શામાન કઢાવે છે ને લોકો રશોઇ કરીને જમેછે.

**દામાજી**—હે સ્ત્રી હવે મારે જવાનું છે માટે તારો શું વીચાર છે તે તું મને કહે.

**રમા**—પ્રાણનાથ તમને બાદશાહે શીક્ષા કરવાને માટે કેદ કરી લઈ જવાને આ મહમદશા વીગેરેને મોકલ્યા છે તેમને જોઇ મારૂ હૃદયુ ભરાઈ આવેછે.

**દામાજી**—હે મારી વાલી સ્ત્રી તારા આગળ મારાથી હેવે એક શબ્દ પણ નીકળી શકતો નથી કારણ કે બાદશાહ સાહેબે મારા ઉપર એક કાગલ લખ્યો છે તેમાં એમ લખે છે કે તમે મહમદશાની હજુર એકદમ હાજર થજો ને એ જે પ્રમાણે કરે તે પ્રમાણે તમારે વરતવુ અને આ હુંકમને તાબે તમારે થઇ જવું. અને જો હુકમનો અમલ નહી કરે તો વીશેષ સજાને પાત્ર થશો.

**રમા**—મારા પ્રાણ પતી આપ આવા શબ્દ બોલો ને મારૂ કાળજુ કપાઇ જાયછે કારણ કે તમે પરમાર્થ કામ કરયુ તેમાં આપણાં બાદશાહ સાહેબે ફાંશીનો હુંકમ કરયો



પતી કેમજ કરજો ફાંશીએ ચડશો પરમારથ કરવામાં કાજ
લશકર કેદજ કરશે નહી વીશરેશે કર્મ ફુટયું મારૂ આજ
હીમત હારશોરે નહી પતી મહારા નાથ
આવો અવસર ચુકવો નહી હુ કહુછું જોડી હાથ પતી.
પાપી પ્રાણજ લેશે પછી શુ કરશુ આ દુનીયાની માય
મારે વીઠલ તુ ચડજે નહી વીશરજે કરવામાં અમને સાય
અદલ ઇનશાફ આપજે બાદશાહના દરબાર માંહ્ય
ફાંશીએ ચડશુ મે જાણ્યુ એવી પ્રતીજ્ઞા લઉછુ આંય. પતી.

